# કાશીનાથ

શરદબાબુ

# કાશીનાથ

મૂળ લેખક :

શ્રી શરદ્ચંદ્ર ચટ્ટોપાધ્યાય



અનુવાદકો :

રમણલાલ સોની

અને

ભોગીલાલ ગાંધી

[ શ્રી રામનારાયણ વિ. પાઠકના ઉપોદ્ઘાત સાથે ]

: પ્રકાશક :

ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય

અમદાવાદ.

દ્વિતીયાવૃત્તિ

૧૯૯૮ ૧-૧૨-૦ ૧૯૪૨

પ્રકાશક
શંભુલાલ જગશી શાહ
ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય
ગાંધી રસ્તો : અમદાવાદ

મુદ્રક
મણિલાલ કલ્યાણદાસ પટેલ
સૂર્યપ્રકાશ પ્રિન્ટીંગ પ્રેસ
પાંચકૂવા, અ મ દા વા દ.

**બીજી** આવૃત્તિ વખતે આખુંયે પુસ્તક ફરીથી મૂળ બંગાળીની સાથે મેળવી ગયો છું. આ પુસ્તક અમારો પ્રથમ અનુવાદ હતો અને એથી, આ આવૃત્તિમાં ક્યાંક ક્યાંક થોડુંક મઠારકામ કરવું જરૂરી જણાયું છે.

મોડાસા. ૭–૧–૧૯૯૭ **રમણલાલ સોની**

૫૬/૭૧

# ઉપોદ્‌ઘાત

આ પુસ્તકમાં શરદબાબુની છ વાતોનો સંગ્રહ છે. તે પૈકી એક ‘બાલ્યસ્મૃતિ’ એક ભોળા નોકર ઉપરના અન્યાયની છે. બાકીની પાંચેય વાતોમાં લગ્નપ્રેમની ચર્ચા આવે છે. પાંચેયમાં સ્ત્રી-પુરુષ વચ્ચે વૈમનસ્ય થાય છે. આમાંની દરેક વાતમાં વૈમનસ્યનું સમાધાન થતું નથી. ઘણીખરીમાં કરુણ અંત આવે છે. પણ દરેક વાતનો અંત આવતાં જાણે વૈમનસ્યનું ખરું સ્વરૂપ સમજાય છે, જાણે કે પાત્રોને અને વાંચનારને બન્નેને વૈમનસ્યનું સ્વરૂપ અને તેનું કારણ બન્ને સમજાય છે—જોકે તેથી અવશ્ય સમાધાન નથી થઈ શકતું.

શરદબાબુની કલા એવી છે કે દરેક વાર્તાનાં પાત્રો સ્વભાવમાં અને પરિસ્થિતિમાં જુદાં છે. દરેક વાર્તાના બનાવો પણ વિચિત્ર રીતે જુદા છે.

પ્રથમ ‘કાશીનાથ’ માં કાશીનાથ માબાપ વિનાનો, ક્રૂર અને સ્વાર્થી મામામામીને ત્યાં ઊછરેલો, વારસાથી, સ્વભાવથી અને પરિસ્થિતિથી માત્ર વ્યાકરણ-મીમાંસાની પોથીઓમાં પડી રહેલો, વ્યવહારબુદ્ધિ વિનાનો, વ્યવહારમાં રસ વિનાનો છે. ગામનો જમીનદાર, ઊંચ કુળનો ઘરજમાઈ રાખી શકાય એટલા માટે કાશીનાથનાં મામામામીને મોટો વાંકડો અને ઘરેણાં આપી કાશીનાથ સાથે પોતાની એકની એક દીકરી કમળાને પરણાવે છે. કાશીનાથ જમાઈબાબુ બને છે, પણ થોડા જ વખતમાં તેને માલૂમ પડે છે કે લગ્નથી તેણે સ્વાતંત્ર્ય ખોયું છે.

કાશીનાથનું હૃદય પ્રેમહીન નહોતું. કંઈક સ્વભાવથી અને કંઈક મોસાળના રસહીન ઉછેરથી તેને પોતાનું જીવન પુસ્તકો અને એકાન્ત મનન સિવાય બીજી રીતે વ્યક્ત કરતાં આવડતું નહોતું. તેનામાં ગૂઢ પ્રેમ છે તે કમળાને તદ્દન અજાણ્યું રહ્યું નહોતું. એકવાર કાશીનાથને તાવ આવેલો હતો તે ઓચિંતું જાણતાં કમળા પોતાની ઉપેક્ષા માટે પસ્તાય છે અને ઘડીમાં તેનું હૃદય દ્રવીભૂત થઈ ઢળી પડે છે: કર્તા કહે છે, "કમળાએ દીવાના પ્રકાશમાં એ મુખ જેટલું દેખાયું, તેટલું જોઈ લીધું. તેને લાગ્યું કે જાણે એ મુખપર રાખમાં ઢંકાયેલો પુષ્કળ અગ્નિ ભર્યો છે, અને માણમાં ઢાંકેલું પુષ્કળ મધ ભર્યું છે."

કમળાની જગાએ કોઈ બીજી વધારે પ્રેમાળ, વધારે પ્રેમકુશળ, વધારે વિજયકુશળ સ્ત્રી હોત તો કાશીનાથના આખા હૃદય પર અધિકાર બેસાડી શક્ત, પણ કમળા એવી નથી. કમળાના પિતા જ્યારે છેલ્લા વીલમાં અરધોઅરધ મિલકત કાશીનાથ અને કમળાને વહેંચી આપે છે ત્યારે કમળા બધી મિલકત પોતે જ માગે છે. "મિલકત મળે તો પછી મારા સામું ફરીને જુએ પણ નહિ." અનુભવી પિતા સમજાવે છે: "હું પ્રાર્થના કરું છું કે તું સફળ થા, પરંતુ આ રસ્તો સારો નથી." પણ કમળા એકની બે થતી નથી.

કાશીનાથ આ મિલકતના વિનિયોગથી જરાપણ અસ્વસ્થ થતો નથી. તે મિલકતનો ઉત્સાહથી વહીવટ કરે છે પણ સાથે સાથે એવો અલિપ્ત દેખાય છે કે કમળાને તેના પર અધિકાર સ્થાપવાનું એક પણ સાધન જણાતું નથી. ચીડાઈને તે પણ વધારે ઠંડી ઉપેક્ષા બતાવવા લાગે છે. પણ આ ઉપેક્ષાપ્રકરણમાં તે કાશીનાથને જીતી શકે તેમ નથી.

એક બીજો બનાવ બનતાં આ ઉપેક્ષા વધે છે. કાશીનાથની ઓરમાન બહેન બિન્દુવાસિની, જેના તરફ તેને ઘણો પ્રેમ હતો, તેનો પતિ માંદો પડે છે. તેને મદદ કરવા તેને પૈસા જોઈએ

છે. મુનીમ બાઈની રજા સિવાય આપતો નથી, અને બધું અપમાન ગળીને કાશીનાથ કમળા પાસે જાય છે, ત્યારે કમળા પણ આપવા ના પાડે છે. કાશીનાથ તે દિવસથી જાગીરના પૈસા ન લેવાનો સંકલ્પ કરે છે. બન્નેની ઉપેક્ષા વધતી જાય છે. આ ઉપેક્ષાનું અંતિમ બિન્દુ છેવટે આવે છે. જાગીરના વહીવટમાં એક બ્રાહ્મણને નકરી મળતી જમીન નવો મેનેજર ખાલસા કરે છે. કાશીનાથને ખબર પડતાં તે કમળાને સમજાવે છે પણ કમળા માનતી નથી. છેવટે બ્રાહ્મણ દાવો માંડે છે તેમાં કાશીનાથની સાક્ષીથી એ નકરી જમીન સાબીત થાય છે, ત્યારે કમળાનો સ્વભાવ હાથમાં રહેતો નથી. તે ન બોલવાનું બોલી વળે છે. જમતાં જમતાં ચાલેલી એ વાતચીતનું છેવટ આમ છે.

"જેનું ખાય તેના ગળા પર છરી ફેરવતાં કસાઈને પણ દયા આવે."

"કમળા!"

"જે બૈરીને પૈસે પેટ ભરે છે, તેને આટલું ગુમાન રાખવું શોભતું નથી. દહાડે દિવસે તમારી વર્તણૂક એવી થતી જાય છે, કે જો આંખની શરમ ન હોત તો—"

કાશીનાથ હસીને બોલ્યોઃ "ઘરમાંથી કાઢી મૂકત?"

"જરૂર કાઢી મૂકત."

અરધું ખાધેલું અન્ન ઠેલી દઈ કાશીનાથ કમળા તરફ સ્થિર નજરે જોઈ રહી બોલ્યોઃ "કમળા! આજ પહેલાં હું કદી ગુસ્સે થયો નથી, કદીયે તને મેં એક કઠોર શબ્દ સરખો કહ્યો નથી; પરંતુ અત્યારે તું બોલી એવું મને કદી કોઈએ સંભળાવ્યું નથી. આજથી હવે હું તારું અન્ન કદી મોંમાં મૂકવાનો નથી. આમ કરવાથી પણ જો તું સુખી થતી હો તો થા."

"એકવચની હો, માણસ હો તો પોતાનું બોલ્યું પાળજો."

"હું તો પાળવાનો જ છું. પણ તું જે શબ્દો બોલી છે, એ સદાને માટે તારા દુશ્મન બની રહેશે. હું તો તને માફ કરું છું, પણ પરમાત્મા તને માફ કરવાના છે?"

"તમારા શાપથી મારું કંઈ જ બગડવાનું નથી."

**"ભલે, ભગવાન જાણે છે કે હું તને શાપ દેતો નથી, ઊલટો તને આશીર્વાદ દેતો જાઉં છું—ધર્મબુદ્ધિ રાખી સુખી થજે."**

કાશીનાથ, 'સ્વામી' ની વાર્તાના સ્વામી જેવો ઉદારદિલ ફિલસૂફ છે. તે ચાલ્યો જાય છે, પણ કોણ જાણે શા અકસ્માતથી તેને ખૂબ માર પડે છે, અને લોહી નીગળતું તેનું શરીર પાછું ઘેર આવે છે. કમળા આ જુએ છે ને તરત મૂર્છા પામે છે. બધું શી રીતે થાય છે તે આપણે સમજતા નથી. પણ બે દિવસે મૂર્છા ઊતરે છે, ત્યારે કાશીનાથની બહેન બિન્દુ તેની સારવાર કરતી હોય છે. આ બાજુ કાશીનાથ માંડ માંડ સાજો થાય છે પણ તેને એક જ આશંકા કોતરી રહી છે: "આ કામ કમળાએ કરાવ્યું ?"

છેલ્લા દશ્યમાં કમળા લથડતે પગે આવી સ્વામીના પગમાં જ મૂર્છા પામે છે, ત્યારે બિન્દુ કહે છે: "દાદા, તમે જે વાત પૂછી હતી, તેનો જવાબ દેવા વહુ તમારી પાસે આવી છે." કાશીનાથે કહ્યું: "હવે કોઈને કશો જવાબ દેવાનો નથી, બિન્દુ ! જે ત્રણ દિવસ એ બેભાન પડી રહી હતી, તેમાં મને બધો જવાબ મળી ગયો છે !" કમળા જાગ્યા પછી પણ કાશીનાથના ખોળામાં ચોધાર આંસુએ રડતી પડી રહી, અને કાશીનાથ તેના સૂકા વાળ પર હાથ ફેરવતો રહ્યો. આ રીતે છેલ્લે દંપતીના મનનું સમાધાન થયું.

'આલો અને છાયા' માં આટલો સારો અંત નથી આવી શકતો. આલો અને છાયા એ તેમનાં સાચાં નામો નથી. તેમનાં સાચાં નામો છે યજ્ઞદત્ત અને સુરમા. તેમ તેઓ પતિપત્ની પણ નથી. યજ્ઞદત્ત એક ઊંચા કુટુંબનો ધનાઢ્ય છે. તેની માએ, જાત્રામાં સુરમાની મા ગુજરી જતાં તેને પૈસા આપી વેચાતી લીધી હતી, અને તે એક બાળવિધવા છે. વાર્તા શરૂ થતાં ઘરમાં આ આલો અને છાયા બે જ છે. આલોની માતા પણ ગુજરી ગઈ છે. બન્ને પતિપત્ની થવાને યોગ્ય છે, બન્ને વચ્ચે પ્રેમ છે, પણ જગતની ખાતર છાયા આલોને બીજે ક્યાંક પરણવા આગ્રહ કરે છે, અને આલો કોઈ નબળાઈની ક્ષણે

એક ગરીબ ઘરની દીકરીને પરણે છે. લગ્ન પછી તરત જ તેને પોતાની ભૂલ સમજાય છે. એની કુંડળીમાં કંઈ અનિષ્ટ છે એવો વહેમ બતાવી આલો તેની નવોઢાને પોતાની ફઈને ઘેર માસિક દરમાયો આપવાનું કરી મૂકી આવે છે. એ ફઈ મરી જાય છે ત્યારે તે વહુને પાછી લાવવી પડે છે અને વહેમને લીધે તે આલોથી અલગ નીચે સૂવાનું કરે છે. ત્યારે છાયાને સૌથી પહેલું સમજાય છે કે આલોએ પરિણીત વહુને કેવી ખરાબ રીતે છેતરી છે. છાયા તેને 'જુઠ્ઠા, દગાબાજ' કહી સખતમાં સખત ઠપકો આપે છે. આલો આવેશમાં આવી જઈ પોતાના માથામાં ઘા કરી માથું ફોડે છે. છાયા તે જોઈ મૂર્છા ખાઈ પડે છે. તેની પત્ની આ બધું સાંભળીને તેની ભૂંડામાં ભૂંડી વિડંબના સમજી જાય છે, તેના આઘાતમાં તેને સન્નિપાત થાય છે અને તેમાં જ છેલ્લે તે મરી જાય છે. આલો છાયાને કહ્યા વિના તેના નિર્વાહનો બંદોબસ્ત કરી ક્યાંક ચાલ્યો જાય છે!

'પથનિર્દેશ'ની વાતમાં પણ કરુણ પરિણામ આવી જ રીતે, પ્રેમબદ્ધ સ્ત્રીપુરુષ નહિ પરણવાથી જ આવે છે. નિરાધાર થયેલી સુલોચના તેર વરસની હેમનલિનીને લઈને તેના દૂરના સંબંધી અને સ્નેહી ગુણેન્દ્રને ત્યાં જાય છે. પોતાના નિર્વાહ કરતાં પણ હેમને ઠેકાણે પાડવી એ કલકત્તા આવવાનું વિશેષ કારણ હતું. ગુણેન્દ્ર ઘણો જ ભલો, ઉદાર, રસિક, મર્યાદશીલ છે. સુલોચનાએ માનિની હેમથી છાની રીતે ગુણેન્દ્રને પોતાની સ્થિતિ સમજાવી. સુલોચના હેમને ગુણેન્દ્ર પાસે બોલાવે છે તે જ વખતે ગુણેન્દ્ર તેના તરફ આકર્ષાય છે. ચકોર મા 'જાણે એ ભાવ વરતી લઈ' બોલી: "ગુણિ, હેમને તારા હાથમાં આપત, જો દેશાચરથી નિષેધ ના હોત તો. હું મરું તો હેમને દસ દિવસનું સૂતક આવશે, તારે ય ત્રણ દિવસનું તો પાળવું પડશે, એટલે ધર્મથી પણ એ તારી બહેન થાય." ગુણેન્દ્ર બ્રાહ્મ હતો. તેને લગ્નમાં આવો નિષેધ નહોતો, પણ સુલોચનાના માનની ખાતર, હેમ સાથે બહુ જ મર્યાદાથી તે રહે છે, તેને એકાન્તમાં મળવાનું પણ બંધ કરે છે.

પણ હેમ બહુ સ્વતંત્ર વિચારની છે. તેને આવાં કૃત્રિમ બંધનો ગમતાં નથી. 'પરિણીતા' ની લલિતા પેઠે તે આખા ઘરનો વ્યવહાર હાથમાં લઈ લે છે. પણ છેવટે, તેને પોતાની ઇચ્છાવિરુદ્ધ, એક જમીનદાર બીજવરને પરણવું પડે છે. તે ત્યાં સુખી થતી નથી. પણ કુલવધૂ તરીકે રહે છે, અને ગુણેન્દ્ર બ્રાહ્મ હોવા છતાં રૂઢિ પ્રમાણે ભાઈ તરીકે બધા અવસરો સાચવે છે. એક વરસમાં હેમ વિધવા થઈ પાછી આવે છે. ત્યારે જ સુલોચનાને સમજાય છે કે આ બેને દંપતી બનતાં અટકાવવામાં તેણે પાપ કર્યું છે. છેલ્લી માંદગીમાં હેમને તે બહુ કહી શકતી નથી એટલે તે બધો ખુલાસો ગુણેન્દ્રને કરે છે. બન્નેને પરણતાં અટકાવ્યાં તે પોતાના જીવનનું મોટામાં મોટું પાપ તે ગણે છે. અને કહે છે: "મારા મરણકાલે મારા હાથ પર હાથ મૂકી આશીર્વાદ આપ, હું પાપમાંથી છૂટું." પણ હેમને લગ્નની આટલી સ્પષ્ટ સૂચના કરી શકતી નથી. તે હેમની પોતાની ગુણેન્દ્ર ઉપરની શ્રદ્ધા જાણતી હોય છે, તેથી એટલું જ કહે છે: "મારે જે કહેવાનું હતું તે મેં ગુણીને કહ્યું છે...કોઈ દહાડો તું એનો બોલ ઉથામીશ નહિ...એનો જે ધર્મ તે જ તારો ધર્મ." અને છેવટે વિધવાવેષ ન રાખવા વિનવી બોલવું પૂરું કરે છે.

પણ હવે જ બન્નેની યાતના શરૂ થાય છે. સુલોચનાનું વાક્ય હેમ જુદી રીતે સમજે છે અને જૂની ધર્મરુઢિ પ્રમાણે તે ધર્મધ્યાનમાં પડે છે. હેમ એટલા ઉગ્ર સ્વભાવવાળી છે કે ગુણેન્દ્ર તેને એકદમ પરણવાનું કહી શકતો નથી. એક વાર સૂચનાથી કહે છે ત્યારે તેને અપમાન સમજી તે પોતાને સાસરે ચાલી જાય છે.

સાસરે પણ તેને ગોઠતું નથી. તે કાશી ચાલી જવાનો વિચાર કરે છે ત્યાં ઉત્સવ પ્રસંગે ગુણેન્દ્રનાં આવેલાં નોકરો ગુણેન્દ્ર માંદો હોવાની અને તેનાં માસી, માસા, તેમનાં દીકરો, દીકરી ને જમાઈ ઘરનો કબજો કરી બેઠાંની વાત કરે છે. અત્યારે જ હેમને ગુણેન્દ્ર તરફ સમસ્ત

પ્રેમ ઉછળી આવે છે. તે ઘેર જઈ માસામાસીને હાંકી કાઢે છે, પણ હવે, જે સ્થાન લેવાની ઘણા વખતથી તેની ફરજ અને અધિકાર હતા તે લેવાને તે પોતે તૈયાર છે ત્યારે જ ગુણેન્દ્ર તેનો 'બહેન' તરીકે ઉલ્લેખ કરે છે. તે હવે ઝાઝું જીવવાનો નથી. એટલે, તે બન્ને જણ કાશી જઈ રહેવાનો વિચાર કરે છે અને લગ્નને બદલે, પ્રેમને મહામહિમાન્વિત કરતા ચિરકાળ વિરહમાં રહેવાને હેમને કહે છે.

કાશીનાથમાં અને પથનિર્દેશમાં બન્નેમાં નાયિકા અભિમાનને લીધે પ્રેમાભિમુખ થઈ શકતી નથી. બન્ને વાર્તામાં નાયિકાને નાયક અભિમાનના વેગમાં ન તણાઈ જવા ઊંડા સદ્ભાવથી વિનવે છે પણ પણ નાયિકા માનતી નથી, 'બોજો'ની વાર્તામાં એ અભિમાનદોષ મુખ્ય નાયકનો હોય છે. સત્યેન્દ્ર અને સરલાનું બહુ જ સુખી જોડું રચાય છે પણ ક્રૂર વિધિ સરલાને ઉપાડી લે છે અને માનું કહ્યું માનીને સત્યેન્દ્ર નલિની સાથે પરણે છે. પરણે છે, પણ સરલાનાં સ્મરણોથી તે નલિનીને ચાહી શકતો નથી, અને એ વળી નલિની પાસે કબૂલ પણ કરે છે. નલિની ચતુર હતી. તે એવા સત્યેન્દ્રનો પ્રેમ પણ મેળવે છે. પણ સત્યેન્દ્ર કંઈ પણ કારણ વિના તેનામાં દોષ કાઢ્યા કરે છે. એક દિવસ નલિનીને, સાસરે જતી બેનપણીને મળવા જતાં મોડું થઈ જાય છે અને આટલાથી જ સત્યેન્દ્ર નલિનીનો સહવાસ તજે છે! નલિની પત્રથી ખુલાસો કરે છે, તે પત્ર પણ સત્યેન્દ્ર વાંચ્યા વિના ફાડીને નાંખી દે છે. પોતે જ નલિનીને તેડવા નલિનીને નામે સાળાને બોલાવે છે. નલિની જાય છે. સત્યેન્દ્રને હવે સમજાય છે કે પોતે ભૂલ કરી છે. પણ અભિમાનમાં ને અભિમાનમાં કશું કરતો નથી.

નલિનીએ પણ જરા ઢીલું મૂકી પિયેરથી કાગળ લખ્યો હોત તો સત્યેન્દ્ર તેને બોલાવત. પણ તે એટલું કરતી નથી. સત્યેન્દ્ર થોડા દિવસ કાગળની રાહ જોઈ, વધારે ચીડાઈ, છેવટે ફરી વાર પરણે છે.

નવ દંપતિને સુંદરમાં સુંદર લગ્નભેટ નલિની મોકલે છે. લગ્નમાં ભેગી થયેલી સ્ત્રીઓ સત્યેન્દ્રે નલિનીનો ત્યાગ કર્યો માટે તેને કુલટા કહે છે, તે સાંભળી સત્યેન્દ્રની માતાથી રહેવાતું નથી અને તે સત્યેન્દ્રને એક વાર નલિનીને બોલાવવા કહે છે, ન બોલાવે તો કાશી ચાલ્યા જવાની ધમકી આપે છે. સત્યેન્દ્ર દૃઢ થઈને કહે છે : " તમારી જ્યાં ઇચ્છા હોય ત્યાં જાઓ. હવે હું કોઈને પણ આણી શકીશ નહિ." મા બીજો પાસો નાંખે છે. નલિનીની લગ્નભેટો બતાવે છે. મહીંથી ચિઠ્ઠી નીકળે છે. સમજે છે. ' તે રાતની ફૂલશય્યા સત્યેન્દ્રને માટે કંટકશય્યા થઈ પડી !' છતાં સત્યેન્દ્ર પીગળતો નથી. પોતાનો દોષ સમજે છે, તેના સંતાપનો 'બોજો' ઉપાડે છે, પણ સમાધાન કરતો નથી. અંતે નલિની મરી જાય છે. અને પુત્રજન્મ વખતે સત્યેન્દ્રે પહેરાવેલી વીંટી પોતાની શોક્ય નાની બહેનને ભેટ મોકલે છે.

' મંદિર 'ની વાર્તાનાં નાયકનાયિકા જુદા જ સ્વભાવનાં છે. નાયિકા ' અપર્ણા ' મા વિનાના રસહીન વાતાવરણમાં ઊછરી છે. કાશીનાથ જેમ આવા વાતાવરણમાં વિદ્યાવ્યાસંગી થઈ ગયો હતો તેમ અપર્ણાને દેવસેવાની લત લાગી છે. પણ કાશીનાથમાં પ્રેમનો અભાવ નહોતો—તેને પ્રગટ કરતાં આવડતો નહોતો. અપર્ણામાં પ્રેમ જ નથી, માત્ર સુક્કી કર્તવ્યબુદ્ધિ છે. નાયક શક્તિનાથ પણ મા વિનાના વાતાવરણમાં ઊછર્યો છે. એ માટીનાં વાસણ ચીતરનારા કુંભારના પડોશથી ચીતર કાઢવાની અને મૂર્તિઓ કરવાની લતે ચઢ્યો છે. શક્તિનાથનો પિતા અપર્ણાના ઘરના મંદિરનો પેઢી દર પેઢીનો પૂજારી છે, અને તે મરી જતાં શક્તિનાથ પૂજા કરવા જાય છે.

અપર્ણા હિન્દુ રિવાજ મુજબ પરણીને સાસરે જાય છે. પણ તેને કદી પતિ તરફ પ્રેમ થતો નથી, તેનું મન તેના ઘરના દેવમંદિરમાં જ રહ્યા કરે છે. તે થોડે દિવસે વિધવા થઈ પાછી આવે છે અને દેવસેવામાં મન ઘાલે છે.

શક્તિનાથને દેવસેવા આવડતી નથી, પણ આ માબાપ વિનાના

છોકરામાં અપર્ણાને કંઈક કુતૂહલ થાય છે, તે તેના ખાવાપીવાની સંભાળ રાખે છે. અને તેની ગમે તેવી સેવાને નભાવી લે છે. ખરી રીતે આ પ્રેમનું જ બીજ છે પણ મુગ્ધ શક્તિનાથને તે જાણતો નથી, અને અપર્ણાએ તો પ્રેમ તરફ દ્વેષ કેળવ્યો છે. વ્યવહારપ્રસંગે શક્તિનાથને તેને મોસાળ જવું પડે છે. ત્યાંથી તેને અપર્ણાના દેવમંદિરે આવવાનું સાંભરે છે. ચતુર મામી તેને બધું પૂછે છે, અને બધી વાત કઢાવે છે. ભોળો શક્તિનાથ બધું સાદી રીતે કહી દે છે.

"અપર્ણાને માટે મન આકુળવ્યાકુળ થાય છે, નહિ ?"

"હા"

"એ તમારી ઉપર બહુ માયા રાખે છે, નહિ ?"

"હા, ખૂબ માયા રાખે છે."

મોટી વહુ મોં મલકાવી હસી...એણે કહ્યું: "તો દિયરજી, આ બે વસ્તુ લેતા જાઓ. એને આપજો. એ વધારે માયા રાખશે."

આ વસ્તુઓ અત્તરની બે શીશી હતી. ભોળો શક્તિનાથ સેવા કરવા જતો ત્યારે હમેશ સાથે લઈ જતો પણ આપતાં સંકોચ પામતો. તેને તાવ આવતો હતો તેના અપર્ણાએ ખબર પૂછ્યા ત્યારે તેણે ભોળપણે જ કહ્યું: "તમારે માટે આ આણી છે!"

અપર્ણાના ક્રોધનો પાર રહ્યો નહિ. તેણે શક્તિને કાઢી મૂક્યો અને ફરી આવવાની બંધી કરી. સેવામાં વધારે પાવરધા એક બીજા મહારાજ, જે આ સેવા હાથમાં લેવા ટાંપી જ રહ્યા હતા તેને બોલાવ્યા. ત્રણ દિવસે એ મહારાજ પાસેથી અપર્ણાએ સાંભળ્યું કે શક્તિ ગુજરી ગયો છે. 'અપર્ણા બારણું બંધ કરી જમીન ઉપર માથું નાંખી દઈ રડવા લાગી. હજારો વાર રડી રડીને પૂછવા લાગી: "ઠાકોરજી! આ કોને પાપે?" બહુ વાર પછી એ ઊઠી બેઠી થઈ. આંખો લૂછી નાંખી. પેલાં સૂકાં ફૂલમાં પડેલી સ્નેહની ભેટ આદરપૂર્વક લઈ આવી માથે ચડાવી...'

બધી વાતો વાંચતાં એક બે વાત બહુ સ્ફૂટ થાય છે. જે લગ્નની જ નહિ, જીવનની ફિલસૂફીનું પણ, મહાન સત્ય છે. જો પરણવું જ હોય તો જ્યાં પ્રેમ હોય ત્યાં જ પરણવું. વ્યવહારના કે એવા કોઈ સાચાખોટા નિમિત્તે બીજે ન પરણવું જોઈએ. પ્રેમનો જરા જેટલો પણ જૂનો સંસ્કાર લુપ્ત થતો નથી. એટલું જ નહિ, જો પ્રેમ થયો હોય તો પરણવું એ ઇષ્ટ છે. પ્રેમ થવા છતાં ન પરણવું એ જીવન-વિકાસ અટકાવવા બરાબર છે. અને જીવનનો એવો સ્વભાવ છે કે તેનો સ્વાભાવિક વિકાસ અટકાવીએ ત્યાંથી તેની વિકૃતિ, ક્ષય, હ્રાસ થવા માંડે છે.

અને બીજું એટલું જ મહત્વનું સત્ય છે કે પ્રેમને અભિમાન જેવો કોઈ મોટો શત્રુ નથી. પ્રેમ હોવા છતાં અભિમાન જ પ્રેમને એક કોરે મૂકી વ્યાપારમાં આવે છે, અને તેમાંથી કરુણ પરિણામો આવે છે.

લગ્નપ્રેમ મુગ્ધ છે. એટલો મુગ્ધ છે કે તેની પાસે વસેલા અભિમાનને ઓળખીને તેનાથી ચેતીને ચાલતાં તેને આવડતું નથી. જેમ જીવનની કલા છે, તેમ પ્રેમની કલા છે. પ્રેમ હોય એટલે બસ નથી. બીજી બધી શક્તિઓની પેઠે તેને પણ સદ્‌ભાવથી, સૌજન્યથી, નિર-ભિમાનતાથી શુદ્ધ કરવો પડે છે. કલાથી કેળવવો પડે છે, એ ન આવડે તો તેમાંથી ગમે તેવાં વિપરીત કાર્યો થઈ જાય, અને ભયંકર પરિણામો આવે. આ સત્ય, વાર્તામાં પૂરેપૂરું સ્ફૂટ થતું હોવા છતાં શરદબાબુ તે પ્રસંગોપાત્ત કહેવું ચૂક્યા નથી. અને હું ધારું છું કે અત્યારના સંસારને એ કહેવાની પૂરેપૂરી જરૂર છે.

શરદબાબુની કલા વિષે અન્યત્ર કહ્યું છે, છતાં ઉપોદ્‌ઘાત ટૂંકો કરવા વાર્તાને મેં એટલી બધી ટુંકાવી છે કે વાર્તાની રસસમૃદ્ધિ વિષે બે બોલ લખવાની ઇચ્છા થાય છે, પણ ઉપોદ્‌ઘાત ટૂંકો કરવા

ધારું છું. ભાષાન્તર ભાવવાહી થયું છે તે તો હરકોઈ વાચક કહી શકશે, પણ કોઈ કોઈ બંગાળી—અ-ગુજરાતી પ્રયોગો આવી જાય છે તે તરફ ધ્યાન દોરવું જરૂરનું જણાય છે. "પ્રાણપણે" શબ્દ બહુ વાર આવે છે, તે ગુજરાતી નથી. અલબત આવાં સ્થાનો ઘણાં ઓછાં છે. વાર્તાના રસને તે ક્યાંય હાનિ કરતાં નથી. અને અંતે તો એટલું જ કહેવાનું રહે છે કે આ પુસ્તક ગુજરાતી ભાષામાં ઉતારવા માટે અનુવાદક તથા પ્રકાશક બન્નેને ધન્યવાદ અને ઉત્તેજન ઘટે છે.

**રામનારાયણ વિશ્વનાથ પાઠક**

## વાર્તાનુક્રમ

## ૧

**રાતના** ચાર વાગે, સ્નાન કરી, પૂજાહ્નિકથી પરવારી, ચોટલી બરાબર ઊભી કરીને બાંધી કાશીનાથ જ્યારે ધનંજય ભટ્ટાચાર્યને ત્યાં પાઠશાળાની પરસાળમાં બેસી દર્શનગ્રંથોનાં સૂત્રો અને ભાષ્ય ગણુ-ગણુ કરતો ગોખવા બેસતો, ત્યારે તેને બાહ્ય જગતની કંઈપણ વાત યાદ આવતી નહિ. વિશાળ લલાટવાળો મહાકાય કાશીનાથ બન્દ્યો-પાધ્યાય, દર્શનશાસ્ત્રના ઊંડાણમાં પ્રવેશતાં પોતાનું ભાન ભૂલી જતો.

તેને એવી અવસ્થામાં જોઈ લોકો કંઈ કંઈ વાતો કરતા. કોઈ કહેતું, કે તે તેના બાપના જેવો પંડિત થશે; કોઈ કહેતું, બાપની પેઠે ભણીભણીને વખતે એ ગાંડો બની જશે. એ ચસ્કેલ બની જશે એવી તેના મામાને પણ બીક હતી. કોઈ કોઈ વાર એ એને કહેતા, "બાપુ, તું ગરીબને પેટ પડ્યો છે, તારે વળી આટલું બધું ભણીને શું કરવું છે? આ જેટલું ભણ્યો છે એટલાથી મૂઠી ચોખા, પંચિયું, પહેરણ ને થાળીવાટકીનો જોગ ખુશીથી થઈ શકશે. આટલું બધું ભણી ભણીને તારે શું છેવટે તારા સ્વર્ગસ્થ પિતાની પેઠે ઘરમાં ખૂણે લપાઈ બેસી માથું ધુણાવ્યા કરવું છે? આજે કંઈ કેય આશા રહે છે, પછી તો એ પણ નહિ રહે." પણ આ બધા શબ્દો કાશીનાથના એક કાનમાં પ્રવેશી બીજા કાનમાં થઈ નીકળી જતા.

ગાંડો થઈ જશે એવી બીકથી મામા એનો તિરસ્કાર કરતા; ઘરના કામકાજમાં લગીરે ધ્યાન નથી આપતો કહી મામી એને મહેણાંટોણાં મારતી; વ્યાકરણ–સાહિત્યમાં ગુલતાન રહે છે એ જોઈ એનાથી મોટી ઉંમરના મામાના છોકરાઓ ઠઠ્ઠા મશ્કરી કરતા; પરંતુ કાશીનાથ કાં તો આ બધું મૂંગો મૂંગો સહન કરતો, કે પછી આ બધા શબ્દોનું મહત્ત્વ જ સમજી શકતો નહિ.

ગમે તેમ હોય, પણ પરિણામ એકનું એક જ આવ્યું. તે હમેશાં જે કરતો, તે જ કરતો રહ્યો. સાંજની વખતે કદીકદી ખેતરોમાં એકલો અમથો ફર્યા કરતો; કદીક વળી નદીતીરે એક પુરાણા પીપળાની ડાળ પર બેસી, આથમતા સૂર્યનું આછું સિંદૂરવરણું તેજ ધીમે ધીમે કેવું આકાશમાં પથરાઈ જાય છે તે જોઈ રહેતો; કદીક ગામના જમીનદારના ઘરના શિવમંદિરમાં શિવની આરતી અર્ધમીંચેલી આંખે જોઈ રહેતો; કદીક વળી આમાંનું કશું યે કરતો નહિ; કેવળ મામાના પૂજાઘરના અંધારા એકાંત ખૂણામાં કામળાનું આસન પાથરી ગુપચુપ બેસી રહેતો.

જાણે જગતમાં તેને કંઈ કામ નથી, ઉદ્દેશ નથી, કામના નથી. બાર વર્ષની ઉંમરનો હતો ત્યારે તેના પિતા ગુજરી ગયા હતા; અત્યારે અઢાર વર્ષ પૂરાં થઈ ગયાં છે—આ છ વરસથી મામાના ઘરમાં આમ ને આમ દિવસ પૂરા કરે છે. એ હમણાં શું કરે છે, પછી શું કરવાનો છે, પહેલાં શું કરતો હતો, હવે શું કરવાની જરૂર છે, શું કરવું જોઈએ, એવા વિચાર તેના મનમાં બિલકુલ જાગતા નહિ. જાણે કે તે આમ જ જિંદગી આખી પસાર કરવાનો હોય, જાણે કે તે આમ જ જિંદગી આખી મામાના ઘરનો ભાત અને મહેણાં બે ટંક ખાધા જ કરવાનો હોય!—જાણે તેને ક્યાંય બીજે જવું જ નહિ પડવાનું હોય—અને કંઈ કરવું પણ નહિ પડવાનું હોય! જાણે કે તેનો આ એકાંત અંધારો ખૂણો સદાકાળ તેના જ કબજામાં રહેવાનો હોય, અને કોઈ કદી પણ એ કબજો કરવા નહિ આવવાનું હોય,

અગર તો એને આધો ખસી બીજે બેસવાનું પણ નહિ કહેવાનું હોય! મહોલ્લાના કોઈ કોઈ લોકો દયા આવતાં એને બોલાવીને કહેતાં: "કાશીનાથ, આમ તો કદીયે કોઈનું ચાલ્યું નથી, અને તારું પણ નહિ ચાલે; જે થાય તે કંઈક તો કામ કર."

કાશીનાથ કંઈ જવાબ દેતો નહિ; કેવળ મનમાં ને મનમાં વિચાર કરતો: "હું શું કરું છું અને, મારે શું કરવાનું છે?"

આમ ને આમ કાશીનાથના દિવસ પસાર થતા હતા.

૨

એ ગામના જમીનદારનું નામ પ્રિયનાથ મુખોપાધ્યાય હતું. પ્રિયનાથ બાબુ મહાકુળવાન અને અતિશય ધનવાન હતા. બહુ બહુ તપાસ કરવા છતાં, જોઈએ તેવો કુળવાન સર્વગુણસંપન્ન જમાઈ, આવા મોટા માણસ હોવા છતાં પણ જ્યારે તેમને જડ્યો નહિ, ત્યારે તેઓ આ કૌલિન્ય પ્રથા પર એકદમ ચિડાઈ ગયા. ગૃહિણીને તેમણે એ વાત કરી, ત્યારે તેણે કહ્યું: "મારે તો આ એકની એક છોકરી છે એ જ ને? મારે વળી કુળને શું કરવું છે?"

ગામમાં જ ગુરુદેવનું ઘર હતું. તેમનો મત પૂછતાં તેમણે જવાબ દીધો: "હરિ! હરિ! એવું તે કદી થાય? તમને પૈસાની તો ખોટ નથી; કોઈ ગરીબ કુળવાન છોકરો ખોળી કાઢી એને કન્યાદાન દઈ, જમાઈ અને કન્યાને ઘરમાં જ રાખી લોને! એ દેખાશે પણ સારું, ને કહેવાશે પણ સારું. આવું ઊંચું કુળ, આવો મોટો વંશ! એનો મરતબો કંઈ ઓછો થવા દેવાય!" પ્રિયબાબુએ ઘેર આવી આ વાત જણાવી; ગૃહિણીએ આનંદથી સંમતિ આપી કહ્યું: "બસ, એ જ કરો. જે થોડા દહાડા જીવું, ત્યાંસુધી કમળા મારી આંખ આગળ તો રહે!"

એ જ પ્રમાણે નક્કી કર્યું. ગરીબ જોઈને છોકરી આપી, પોતાની

પાસે જ જમાઈને રાખી લેવો એવો નિર્ણય કરી, પ્રિયબાબુ એક દિવસ મધુસૂદન મુખુજ્યે મહાશયને ત્યાં આવી ઊભા. મધુસૂદન શર્મા તે વખતે યજમાનને ઘેર નિત્યપૂજા કરવા જવા નીકળતા હતા; એકાએક આવા મોટા આબરૂદાર માણસને પોતાને ત્યાં આવેલા જોઈ તે ખૂબ સંકોચમાં પડી ગયા. એમને બેસાડવા જેવું સ્થાન પણ એને જડ્યું નહિ. પ્રિયબાબુ સમજ્યા કે મધુસૂદન કંઈક ગભરાટમાં પડ્યા છે; તેથી તે હસીને બોલ્યા: " તમારું સહેજ કામ છે. ચાલોને અંદર જઈને બેસીએ. "

" જી હા, ચાલો; પણ—તે—"

" ના—તે એ કંઈ નહિ—ચાલોને, બધી વાત બેઠા પછી કરું છું. "

પછી બંને જણ ચંડીમંડપમાં આવીને બેઠા. પ્રિયબાબુ બોલ્યા: " તમારો ભાણેજ ક્યાં છે ? "

" બીજે ક્યાં હોય ? ભટ્ટાચાર્ય મહાશયની શાળામાં પાઠ કરતો હશે. "

" જરા બોલાવવા મોકલો તો. "

" મોકલું; કંઈ કામ છે શું ? "

" ખાસ કામ છે. "

મધુસૂદન ભટ્ટાચાર્ય કેમે કર્યા સમજી જ શક્યા નહિ કે એ અક્કરમી છોકરાનું આવા મોટા આબરૂદાર ગૃહસ્થને શું કામ પડ્યું હશે; ઊલટું જરા બીતા બીતા બોલ્યા: " એણે કંઈ કર્યું છે કે શું ? "

" કરે શું ? "

" તો પછી ? "

પ્રિયબાબુ હસીને બોલ્યા: " તેને મેં જમાઈ કરવાનો વિચાર રાખ્યો છે, અને એ સંબંધથી તમે મારા વેવાઈ છો ! " આમ કહી

પ્રિયબાબુ જોરથી હસી પડયા.

જે વાત યાદ આવવાથી તેમને આ હસવું આવ્યું હતું, એ જો મધુસૂદન જાણવા પામ્યા હોત તો આગળ બોલત જ નહિ. ભટ્ટાચાર્ય વિસ્મયથી આંખો ફાડી પળવાર એમના મોં સામે જોઈ રહી બોલ્યા: “ કોને—કાશીનાથને ? ”

“ હા. ”

“ કેમ ? ”

“ એના જેવો કુળવાન છોકરો મને કોઈ શોધ્યો જડયો નહિ. તમને શું આ સંબંધ નથી ગમતો ? ”

“ એ શું બોલ્યા ! મારું એવું સદ્‌ભાગ્ય ક્યાંથી ! પણ એ તો ગાંડો છે ! ”

“ ગાંડો ? ક્યાં, કોણે કહ્યું ? મેં તો કદી એવું સાંભળ્યું નથી ? ”

“ એના બાપ ગાંડા હતા. ”

કાશીનાથના બાપને પ્રિયબાબુ બરાબર ઓળખતા હતા; અને તેમને ઘણા લોકો ગાંડા કહેતા એ પણ તેઓ જાણતા હતા. પ્રિયબાબુ પળવાર વિચાર કરી બોલ્યા: “ છોકરાનું નામ શું છે ? ”

“ કાશીનાથ બંદોપાધ્યાય. ”

“ એને બોલાવો તો—હું જરા જોઈ લઉં. ”

મધુસૂદન ભટ્ટાચાર્યે એને બોલાવવા મોકલ્યો. બોલાવવા જનાર તેમનો નાનો પુત્ર હતો. તેણે જઈને કહ્યું: “ કાશીદાદા ! ”

કાશીદાદાએ ઉત્તર આપ્યો નહિ. ફરી તેણે બૂમ મારી: “ કાશીદાદા ! ” આ વખતે કાશીનાથે મોં ઊંચું કરી જોઈ કહ્યું: “ કેમ ? ”

“ તમને બાપા બોલાવે છે. ”

" શું કામ ? "

" એ હું શું જાણું ? પેલા ગામના જમીનદાર બાબુ છેને, એ આવ્યા છે, તેમણે તમને બોલાવવા મોકલ્યો છે. "

કાશીનાથ ધીરે ધીરે પોથી બંધ કરી ઘેર આવી જ્યાં પ્રિય-બાબુ અને તેના મામાશ્રી બેઠા હતા, ત્યાં આવી બેઠો. પ્રિયબાબુ તેનાં અંગ–પ્રત્યંગ ધારી ધારીને જોઈને બોલ્યા: " કાશીનાથ ! હમણાં ક્યાં હતો ? "

" ભટ્ટાચાર્ય મહાશયને ત્યાં પાઠ કરતો હતો. "

" વ્યાકરણ ભણ્યો છે ? "

કાશીનાથે માથું ધુણાવી જણાવ્યું કે ભણ્યો છું.

" સાહિત્ય ભણ્યો છે ? "

" સાધારણ ભણ્યો છું. "

" હવે શું ભણે છે ? "

" મીમાંસા–દર્શન. "

પ્રિયબાબુ બોલ્યા: " ઠીક જાઓ, ભણો. "

કાશીનાથ જતો રહ્યો. તેને કેમ બોલાવી મંગાવ્યો હતો, કેમ પાછા જવાનું કહ્યું, એમાંનું તે કંઈ જ સમજ્યો નહિ.

ભટ્ટાચાર્ય મહાશયને ત્યાં જઈ એ ફરી પોથી ઉઘાડી બેસી ગયો. તેના ગયા પછી પ્રિયબાબુ બોલ્યા: " કંઈ ગાંડો કે એવું કંઈ તમે કહેતા હતા ને ? "

મધુસૂદને કહ્યું: " ના, છેક ગાંડો તો નથી, પણ જરા એવો છે, એટલે કોઈ કોઈ એને ગાંડો કહે છે. "

" કેવો છે ? "

" રાતદહાડો પોથી લઈને જ બેઠો રહે છે, નહિ તો, એકલો

અમથો અમથો ફરતો ફરે છે—કોઈ વાતમાં કે કોઈ કામમાં લાગતો નથી—એવો છે—"

"બીજું કંઈ કરે છે?"

"વખતે કોઈવાર અંધારિયા ઓરડામાં ખૂણે લપાઈ એકલો ચુપચુપ બેસી રહે."

પ્રિયબાબુ હસીને બોલ્યાઃ "બીજું કંઈ?"

આ હસવાનો અર્થ મધુસૂદન મહાશય જાણે કંઈક સમજી શક્યા. જરા ભોંઠા પડી તે બોલ્યાઃ "ના, બીજું કંઈ નહિ."

"તો જરા ઘરમાં જઈ પૂછી આવોને. તેમની જો હા હોય તો આ મહિનામાં જ લગ્ન કરી નાખું."

અંદર જઈ મધુસૂદને ગૃહિણીને આ વાત જણાવી—એને તો જાણે ઓચિંતા આકાશમાંથી પડવા જેવું થયું. વિસ્મયની માત્રા કંઈક ઓછી થતાં એ બોલીઃ "કાશિયાની સાથે પ્રિયબાબુની છોકરીનાં લગ્ન? તમે તે ગાંડા થયા છો કે શું?"

"એમાં ગાંડા થવા જેવું શું છે?"

"નથી?"

"કાશીનાથ કેવા ઊંચા કુળનો છે, એ નથી ખબર?"

ગૃહિણી ઊંડો નિશ્વાસ નાખી બોલીઃ "મારા હરિની સાથે ન થાય?"

બેઉ જાણતાં હતાં, કે એ થાય તેમ નથી. મધુસૂદન પણ લાંબો નિશ્વાસ નાખી બોલ્યાઃ "શું કહેવું છે?"

ગૃહિણી ખેદયુક્ત ભાવથી બોલીઃ "કહેવાનું વળી શું? થાય તો થવા દો."

મધુસૂદન બહાર આવી શુષ્ક હાસ્ય કરી બોલ્યાઃ "બ્રાહ્મણી

તો આ સાંભળી ખૂબ જ ખુશ થઈ ગઈ છે. એ જ કાશીની માને ઠેકાણે છે. કાશીનાથ બે વરસનો હતો, ત્યારે મારી બહેન મરી ગઈ. ત્યારથી કહીએ તો એણે જ એને ઉછેરી મોટો કર્યો છે. પછી બાંડુજ્યે મહાશય દેવલોક પામ્યા, ત્યારથી તો એ અહીં જ રહે છે તો."

પ્રિયબાબુ બોલ્યાઃ "મને એ બધી ખબર છે. ત્યારે આજે જ બધું નક્કી કરી નાખો."

"નક્કી શું કરવાનું છે? આપને જે દિવસે સગવડ પડે, એ દિવસે આવી હું આશીર્વાદ દઈ જઈશ."

"એ નથી કહેતો; વાંકડાની રકમ?—"

"એમાં વળી હું શું નક્કી કરવાનો હતો? આપ જે કહેશો તે અમારે કબૂલ મંજૂર છે; તો પણ આપના ભાવિ જમાઈની મામી—એજ માને ઠેકાણે છેને—એને પણ જરા પૂછવું જોઈએ."

"જરૂર! જરૂર! હું એજ કહેતો હતો."

પછી મામીનો મત લઈ, પ્રિયબાબુની સંમતિથી નક્કી થઈ ગયું કે મા જેવાં ભટ્ટાચાર્યની ગૃહિણીને એક હજાર રોકડા અને આખા શરીરનાં ઘરેણાં મળ્યા વગર કાશીનાથનાં લગ્ન નહિ થાય. એ પ્રમાણે કબૂલ થયું; પ્રિયનાથ બાબુએ એમાં વાંધો લીધો નહિ.

૩

**પહેલાં** ગમે તેમ હોય, પણ જ્યારે તેણે જોયું કે પોતે રીતસરનો જિંદગીભરનો ઘરજમાઈ થઈ પડ્યો છે, ત્યારે કાશીનાથના મનનો આનંદ ઊડી ગયો. હવે તે પોતાનું મન ફાવે ત્યાં જઈ શકતો નથી; જેમ ફાવે તેમ ઊભો રહી શકતો નથી; જેની તેની સાથે વાત કરી શકતો નથી; બધી વસ્તુથી જાણે તેને જુદો કરી રાખવામાં આવ્યો છે; તે ક્યાંક જવા ઇચ્છે તો ત્યાં જવા દેવાનું તેના સસરાને

ગમતું જ ન હોય; કે પછી, તેની સાસુજી છંછેડાઈ પડી બોલી ઊઠે: "શું, મારો જમાઈ અમુક તમુકને ઘેર જશે ?" જમાઈરાજ તરત જ ઠંડા થઈ જાય.

આવું કેમ થયું, તેને કેમ આમ રાખવામાં આવે છે, આમ કરવાથી કોનો શો ઉદ્દેશ સધાવાનો છે, એમાંનું કંઈ જ કાશીનાથ સમજી શકતો નથી. રહી રહીને એ મનને સાંત્વન આપે છે: "હું શું કંઈ જે તે માણસ છું, કે ગમે તે કરું ?" પરંતુ હૃદય રડી ઊઠીને કહે છે,—"ગોઠતું નથી, ગોઠતું નથી." પહેલાં તે કાંટાળા વનમાં સ્વેચ્છાએ ભમતો ફરતો, અત્યારે સોનાના પાંજરામાં બંધાઈ પડ્યો છે, એટલું એ સમજે છે. પહેલાં અસીમ ઉદ્દામ સમુદ્રમાં તણાતો જતો હતો, અત્યારે તેને ચારે બાજુથી બાંધેલા એવા એક તળાવમાં છોડી દેવામાં આવ્યો છે. સમુદ્રમાં તે બહુ લહેરથી તણાતો જતો હતો, એમ નથી,—ત્યાં પ્રચંડ તોફાન, વંટોળિયા અને તરંગોથી હેરાન થવું પડતું હતું; પણ આ નિર્મળ સરોવર તેને એથી પણ વધારે કષ્ટ દેનારું લાગવા માંડ્યું.

કદી કદી તેને થતું કે જાણે ઊકળતા પાણીની કઢાઈમાં તેને ફેંકી દેવામાં આવ્યો છે. સૌએ ભેગા થઈ, મનસૂબો ઘડી, તેનું શરીર ખરીદી લીધું છે; એ હવે એનું પોતાનું રહ્યું નથી. માથે પેલી ચોટલી રહી નથી, ગળામાં પેલી તુલસીની માળા નથી, એ ઉઘાડા પગ નથી, એ ઉઘાડું શરીર નથી, એ ધનંજય ભટ્ટાચાર્યની નિશાળ નથી, નદીકિનારા પરનો એ પીપળો નથી, ચંડીમંડપનો એ ખૂણો નથી—કશુંયે નથી.

તેણે નવો જન્મ લઈ પૂર્વજન્મની તમામ પુરાણી વસ્તુઓ ઝાડીઝૂડીને ફેંકી દીધી છે. એટલે કે તેનું શરીર અને મન જાણે ઝઘડીને જુદાં થઈ ગયાં છે. સાંજને વખતે મન જ્યારે નદીકિનારે, પીપળા તળે કે કોઈ ખેતરમાં ખેડૂઓની વચમાં ફરતું હોય છે, ત્યારે શરીર કદાચ ઝગમગતાં વસ્ત્રાભૂષણોમાં સુસજ્જિત થઈ ગાડીમાં બેસી

હવા ખાવા જતું હોય છે. મન જ્યારે કમરે અંગૂછો વીંટાળી નદીમાં ઝંપલાવી પડે છે, ત્યારે શરીર કદાચ નાહવાના બાજઠ ઉપર બેસીને નોકરોને હાથે સાબુ વડે સાફ થઈ રહ્યું હોય છે. આવી રીતે એક કાશીનાથ હમેશાં એકી સાથે બે કામ કરતો ફરે છે, એટલે એનું એકે કામ સર્વાંગસુંદર પણ થતું નથી, ને સંપૂર્ણ પણ થતું નથી.

આમ કેટલાય દિવસો વહી ગયા. એક માસ, બે માસ કરતાં સસરાને ત્યાં એક વરસ થઈ ગયું. શરૂઆતના કેટલાક મહિના તો તેને કંઈ લાગ્યું નહિ. આમોદપ્રમોદ ને ઉત્સાહમાં, નૂતનત્વના મોહમાં પોતાની હાલતના ગુણદોષ બારીકીથી જોવાનો તેને વખત જ મળ્યો નહોતો; જ્યારે એ વખત મળ્યો, ત્યારે દહાડે દિવસે તે સુકાવા લાગ્યો. બીજું કોઈ એ સમજ્યું નહિ પણ કમળા સમજી ગઈ; તેની આંખોએ પતિની આ અવસ્થા પકડી પાડી. એક દિવસ તેણે કહ્યું:

"તમે કેમ સુકાતા જાઓ છો ?"

"કોણે કહ્યું ?"

"મારી આંખો કહે છે."

"ખોટી વાત."

કમળા હઠ પકડી બોલી: "શું થયું છે, મને નહિ કહો ?"

"પણ ક્યાં કંઈ થયું છે તે ?"

"થયું છે."

"નથી થયું."

"થયું જ છે. મને બધી ખબર પડે છે."

કાશીનાથ મોં ફેરવી બોલ્યો: "તું બહુ પજવે છે; હું અહીંથી જતો રહું છું."

કાશીનાથને ચાલ્યો જતો જોઈ કમળાએ હાથ પકડ્યો; બીતાં બીતાં તે બોલી: "ના જશો, ના જશો—હું હવે કંઈ નહિ પૂછું."

કાશીનાથ જરા બેઠો, પણ બીજી જ ક્ષણે ઊઠી ચાલ્યો ગયો. કમળાએ ફરી બેસવાનું કહ્યું નહિ, પરંતુ એના ચાલ્યા ગયા પછી પથારીમાં મોં છુપાવી રડવા લાગી.

કાશીનાથે બહાર આવી ચારે તરફ નજર કરી, તો કોઈ તેને જોતું હોય તેમ લાગ્યું નહિ. પછી ધીમે ધીમે દરવાજો વટાવી રસ્તા પર થઈ તેણે ચાલવા માંડ્યું. કેટલેક દૂર ગયા પછી, તેણે એક દરવાનને પાછળ પાછળ આવતો જોયો. કાશીનાથે ખિજાઈ પાછા ફરી કહ્યું: "તું ક્યાં જાય છે?"

દરવાન સલામ કરી બોલ્યો: "આપની સાથે."

"મારી સાથે નથી આવવાનું—પાછો જા."

"સાંજને વખતે એકલા ફરવા જશો?"

કંઈ પણ જવાબ દીધા વગર કાશીનાથે ચાલવા માંડ્યું. દરવાન બિચારાને શું કરવું એ ન સૂઝવાથી જરા ઊભો રહી, પોતાની બધી બુદ્ધિ વાપરી નક્કી કર્યું કે સાથે જવું એ જ ઠીક છે. કાશીનાથે એ તરફ કંઈ જોયું નહિ. પોતાના મનની ધૂનમાં ચાલતો ચાલતો એ મામાને ઘેર આવી પહોંચ્યો. અંદર દાખલ થઈ શૂનમૂન એક ઓરડાની પરસાળમાં આવી બેઠો. કેટલોક વખત બેસી રહ્યા પછી, હરિબાબુ ફરવા જતા હતા, તેમની નજરે પડ્યો. પરંતુ, સાંજ પડી ગઈ હતી, પરસાળમાં જરા અંધારું પણ થયું હતું, તેથી તેઓ ઓળખી શક્યા નહિ. પાસે આવીને પૂછ્યું: "કોણ એ?"

"હું" કાશીનાથે કહ્યું.

હરિબાબુ અતિશય વિસ્મયનો ભાવ બતાવી બોલ્યા: "કોણ એ—જમાઈ બાબુ કે?"

કાશીનાથ કંઈ બોલ્યો નહિ. પછી હરિબાબુએ મોટેથી બૂમ પાડી: "ઓ મા, જો તો ખરી, જમીનદારના જમાઈ બાબુ પધાર્યા

છે—કોઇએ બેસવા જગા પણ ન આપી!" હરિની માતા બહાર આવી, બોલી: "ઓ હો! શું દુઃખી મામી યાદ આવી, ભાઈ?" કાશીનાથ ચુપ જ રહ્યો. પછી મામીએ પોતાની દીકરી બિંદુવાસિનીને બોલાવીને કહ્યું: "બિંદુ, જરા અહીં તો આવ—તારા કાશીદાદા આવ્યા છે, કંઈક બેસવાનું તો પાથરી આપ; હું એટલામાં પરવારી આવું છું."

બિંદુવાસિની મધુસૂદન મુખોપાધ્યાય મહાશયની બીજી પુત્રી હતી. સારા ઘરની વહુ હોવાથી બાપને ઘેર બહુ આવી શકતી નહિ. હમણાં મહિનો થયાં અહીં આવેલી હતી. આવી ત્યારથી તેના કાશીદાદાને તે જોવા પણ પામી નહોતી. કાશીદાદા પર તેને બહુ પ્રેમ હતો. તેનું નામ સાંભળતાં જ દોડતી આવી. આવીને જુએ, તો ક્યાંય કોઈ નહોતું. કેવળ એક માણસ અંધારા આંગણામાં બેઠેલો હતો. કાશી-દાદાને આવા તેણે પહેલાં કદી જોયેલા નહિ. મોટા લોકનો જમાઈ થયો છે, અને 'બાબુ' થયો છે, એ જોઈ તેને હસવું આવ્યું; પરંતુ પાસે આવતાં અંધારામાં પણ દાદાનું મોં એવું ઉદાસ દેખાયું, કે તે હસી શકી નહિ. કાશીનાથનું મોં ઉદાસ થયેલું પહેલાં કોઈએ જોયું નહોતું, ખાસ કરીને બિંદુએ તો નહિ જ, આખા ઘરમાં તે જ એકલી કાશીનાથને કંઈક ઓળખી શકી હતી. તે પાસે આવી સ્નેહથી હાથ પકડી બોલી: "કાશીદાદા! અહીં એકલા કેમ બેઠા છો? ચાલો, મારા ખંડમાં જઈ બે ઘડી બેસીએ." કાશીનાથ બિંદુના ઓરડામાં આવી પથારી પર બેઠો.

બિંદુએ કહ્યું: "કાશીદાદા, હું ક્યારની ય આવી છું, તમે એક દહાડો મળવા પણ આવ્યા નહિ!"

"અવાય તો ને! બહેન."

"કેમ નથી અવાતું?"

કાશીનાથ જરા ખચકાઈને બોલ્યો: "આવવા દેતા નથી."

" આવવા દેતા નથી ? એ કેવું ? "

કાશીનાથ અન્યમનસ્ક જેમ બોલ્યો: " એવું જ તો. "

બિંદુએ દુઃખી થઈ પૂછ્યું: " તમને જ્યાં જવું હોય ત્યાં જવા નથી દેતા ? "

" ના, નહિ. હું કોઇ ઠેકાણે જાઉં એમાં સસરાજીને અપમાન જેવું થતું લાગે છે. "

બિંદુ સમજી ગઈ કે આ બધી વાત કરતાં કાશીનાથને બહુ દુઃખ થાય છે, તેથી બીજી વાત કાઢી બોલી: " દાદા, તમારી વહુ તો ના દેખાડી ! "

કાશીનાથ ચૂપ રહ્યો.

બિંદુએ ફરીથી કહ્યું: " કેવી વહુ મળી છે ? "

" સરસ. "

" તો હું એક દહાડો આવીને જોઈ જઈશ. " કાશીનાથે મોં ઊંચું કરી બિંદુના મોં સામે જોયું; પછી જરા હસીને બોલ્યો: "આવજે."

એટલામાં ધમધમ કરતી એક ગાડી દરવાજે આવી ઊભી. બિંદુએ કહ્યું: " તમારી ગાડી આવી લાગે છે. "

" હા, " જતી વખતે પૂછ્યું: " ક્યારે આવીશ ? "

" ક્યાં ? "

" વહુ જોવા. " બિંદુ હોઠ દાબી હસીને બોલી: " તમને વખત મળે ત્યારે આવીને મને તેડી જજો. "

" કાલે આવું ? "

" આવજો. "

બીજે દિવસે કાશીનાથ પોતે ગાડી લઈને આવ્યો. બિંદુ જવાને નીકળે છે એવામાં હરિબાબુ ક્યાંકથી આવી ચડયા. આવતી વખતે

ગાડી જોઈ કાશીનાથ આવ્યો છે એવું કંઇક અનુમાન તેમણે કરી લીધું હતું. અંદર આવી બિંદુ ક્યાં જાય છે એમ પૂછતાં, માએ કહ્યું: “ વહુમાને જોવા જાય છે. ”

“ કઈ વહુમાને ? જમીનદારની છોકરીને કે ? ” ગૃહિણી કંઈ બોલી નહિ. પછી હરિબાબુ મહાગંભીર ભાવે બોલ્યા: “ બિંદુ જો એમને ત્યાં જશે, તો હું આ જન્મે ફરી કદી એનું મોં જોવાનો નથી.”

માતા નવાઈ પામી બોલી: “ એ વળી કેવું ? ભાઈની વહુને જોવા જવામાં ખોટું શું ? ”

“ ખોટું શું તે તને સમજાવવાનો અત્યારે વખત નથી. બિંદુ જો મારું કહ્યું નહિ માને તો હું ઝેર ખાઈ મરીશ. ”

હરિદાદા કઈ પ્રકૃતિના માણસ છે, તે બિંદુથી અજાણ્યું નહોતું. મૂંગીમૂંગી ઓરડામાં જઈ તેણે કપડાંલત્તાં બદલી નાંખ્યાં. કાશીનાથે ઊભાં ઊભાં એ બધું જોયું; પછી મ્લાન મુખે ગાડીમાં આવી બેઠો. સાંજે કમળાએ પૂછ્યું: “ કેમ, નણંદ ન આવ્યાં કે ? ”

કાશીનાથ ગભરાતો ગભરાતો બોલ્યો: “એમને આવવા ન દીધાં.”

“ કેમ ? ”

“ શી ખબર, અહીં આવવા દેતાં તેમને શરમ આવતી લાગે છે.”

આ શબ્દો કમળાની છાતીમાં જઈને ભોંકાઈ રહ્યા.

૪

**કમળા** જમીનદાર પ્રિયબાબુની એકની એક પુત્રી હતી. પ્રિયબાબુ બે સ્ત્રીઓ પરણ્યા હતા, પણ કંઈ સંતાન નહોતું. બે બે સ્ત્રીઓ મરણ પામતાં, મનના દુઃખથી વૃદ્ધાવસ્થામાં ફરી પાછા પરણ્યા — તેનાથી માત્ર આ એક પુત્રી હતી. સંતાન વગરનાને સંતાન થાય ત્યારે પુત્ર કે પુત્રીનો ભેદ રહેતો નથી; તેથી કમળા, શેઠની પણ શેઠ ને ગૃહિણીની

પણ ગૃહિણી બની ગઈ હતી. તેની વાત કાપી નાખે કે ન માને, એવી આખા ઘરમાં કોઈની તાકાત નહોતી. કમળા ધનવતી, વિદ્યાવતી, રૂપવતી, ગુણવતી—બધી બાબતમાં સર્વમયી કર્તાહર્તા હતી; તોપણ એક માણસને તે કેમે કરી હાથ કરી શકી નહિ. તે માણસ તે તેનો પતિ.

કમળાએ બહુ બહુ પ્રયત્નો કરી જોયા. તેણે ચિડાઈને દુઃખી થઈ જોયું, રિસાઈને રુસણું લઈ જોયું, વહાલ કરી જોયું, પરંતુ કેમે કરી સ્વામીનું મન કબજે કરી શકી નહિ. કબજે કરવાનું તો દૂર રહ્યું, પણ એની પાસે પણ જઈ શકી નહિ. એક દરિદ્ર માણસ કેવું મોટું મન લઈને તેનો સ્વામી બનીને આવ્યો છે, તેનો તે કેમે કરી નિર્ણય કરી શકી નહિ. રોજ બેવાર કમળા પ્રાર્થના કરતી: “હે ભગવાન, એમનું મન મને મેળવી આપો.” કદીક કદીક તે ધારતી કે તેમને મન જ નહિ હોય, એટલે હું પામી શકતી નથી. કમળાને તેનો સ્વામી એક ગૂંચવાયેલા કોકડા જેવો લાગતો. જેમ જેમ દિવસો જવા લાગ્યા, તેમ તેમ એ ઊકલવાનું તો આઘું રહ્યું, પણ વધારે ને વધારે ગૂંચવાતું લાગતું.

કોઈ વખત તેને થતું, કે સ્વામી તરફથી આટલો બધો પ્રેમ કોઈ પણ સ્ત્રી કદી પામી નહિ હોય; કદીક વળી લાગતું, આવી દારુણ ઉપેક્ષા યે કદી કોઈને ય ભોગવવી નહિ પડી હોય; તોપણ કમળાના દિવસો વીતવા લાગ્યા. કેવળ વીતતા નથી કાશીનાથના; પોથીમાં પણ મન ચોંટતું નથી, ગુપચુપ બેસી રહેવાનું પણ ગમતું નથી, વાર્તાલાપ કે આમોદપ્રમોદમાં પણ રુચિ થતી નથી. આવું હૃષ્ટપુષ્ટ શરીર ઓગળવા લાગ્યું. આવો ગૌર વર્ણ કાળો પડવા લાગ્યો. ધીરે ધીરે ક્ષય થતો જાય છે એ જોઈ કમળાએ હાથવડે કપાળ કૂટ્યું. આ વિષે તેમને કદી કંઈ પણ ન પૂછવું એવી તે પ્રતિજ્ઞા કરી ચૂકી હતી; પરંતુ તે પ્રતિજ્ઞા પાળવાનું હવે બન્યું નહિ. સ્વામી આવતાં જ તેમના પગ આગળ લોટી પડી તે રડવા લાગી. કાશીનાથે ગભરાઈ જઈ કમળાનો હાથ પકડી તેને બેઠી કરવા પ્રયત્ન કર્યો, પણ તે એવા તો જોરથી તેના

પગને બાઝી રહી, કે કાશીનાથ કેમે કર્યો તેને બેઠી કરી શક્યો નહિ.

"શું થયું છે, રડે છે શું કામ?" કમળા કંઈ બોલી નહિ. તેણે કેટલીય વાર સુધી રડ્યા જ કર્યું. પગ ઉપર મોં રાખી બોલી: "તમે મને એકે ઝાટકે મારી નાખો: આમ જરા જરા કરીને બાળો નહિ." કાશીનાથ અતિશય વિસ્મય પામી બોલ્યો: "કેમ, એવું મેં શું કર્યું છે તે?"

"તે તમે ક્યાં નથી જાણતા?"

"ક્યાં, હું તો કંઈ જ જાણતો નથી."

"બીજું ફાવે તે કરો, પણ મને જગતમાં ઊભા રહેવાની જરા જગા રાખો."

આ વખતે કાશીનાથ કમળાને ઊંચી કરી શક્યો. પાસે બેસાડી તેણે સ્નેહથી પૂછ્યું: "શું થયું છે, જરા સમજાવ તો ખરી."

"તમે રોજ રોજ કેમ આમ ગળતા જાઓ છો?"

"મારું શરીર શું બહુ ખરાબ થઈ ગયું છે?"

કમળા આંખે છેડો દાબી રડતી જતી હતી, તે જ સ્થિતિએ તેણે માથું હલાવી જણાવ્યું: "હા"

"હું પણ સમજું છું કે થયું છે—પણ શું કરું કહે?"

કમળાએ મોં ઊંચું કરી કહ્યું: "દવા ખાઓ."

કાશીનાથને હસવું આવ્યું. તે બોલ્યો: "દવાથી નહિ મટે."

"તો શાથી મટશે?"

"એ ખબર નથી."

"દવાથી મટશે નહિ, શાથી મટશે તે ખબર નથી; તો શું મારા નસીબમાં એકદમ પૂળો મૂકવો છે?"

કાશીનાથ તો સાદો સીધો માણસ, પાઠશાળામાં ભણેલો, એમ

લાડમાં સમજતો નહિ; પ્રણયસંભાષણ પણ તેને આવડતાં નહિ; પરંતુ અત્યારે સ્વાભાવિક સ્નેહથી ખેંચાઈ કમળાનો હાથ પકડી તેની આંખો લૂછી નાખી તે બોલ્યો: " અહીં ગમતું નથી—એટલે મને લાગે છે કે આવો થતો જાઉં છું."

" તો અહીં શું કરવા રહો છો?"

" ન રહું તો ક્યાં જાઉં?"

" આ સિવાય શું બીજી જગા નથી? જ્યાં સુખી થવાય, ત્યાં જઈને રહો.

" તે બને તેવું નથી."

" કેમ નથી?"

" અહીં ન રહું તો શું સસરાજીને સારું લાગશે?"

" અને આમ કરી કરી સુકાઈ જશો, તે શું એમને સારું લાગશે!"

" ના, પણ એનો ઉપાય શું? તારા બાપે ગરીબ જોઈને—"

કમળાએ મોં દબાવી દીધું. બોલી: " હં, એવું કશું બોલશો નહિ. મને બધી વાત સ્પષ્ટ કહો, હું એનો ઉપાય કરી દઈશ.

કાશીનાથ વિચાર કરી બોલ્યો: " બધી વાત તને સ્પષ્ટ કહેવાય એમ નથી." વળી થોડીવાર મૌન રહી તે બોલ્યો: " આ બધું જોઈ સાંભળી મને થાય છે કે આપણા લગ્ન ન થયાં હોય તો ઠીક થાત."

" કેમ?"

" તું જ કહે જોઉં. મને પરણી તું એક દિવસ પણ સુખી થઈ છે! મને પ્રેમ આવડતો નથી, લાડ હું સમજતો નથી, કશું ય જાણતો નથી. તારી આ ઉંમરે કેટલી આશાઓ, કેટલી ઇચ્છાઓ હશે, પણ તેમાંથી એકે મારા તરફથી પૂર્ણ થાય છે? કહે જોઉં કમળા, હું તારો ખરેખરો સ્વામી હોવાને બદલે સ્વામીની છાયા હોત તો સારું થાત કે નહિ?

કમળાની આંખોમાંથી પાણી પડવા લાગ્યાં. સ્વામીનું બોલવું તે પૂરું સમજી પણ શકી નહિ. એક વાત અત્યારસુધી, તેના હૃદયમાંથી બહાર કૂદી પડવા હલવલ હલવલ થતી હતી;—જાણે કે તેને જોર કરી એક હવા વિનાના ઓરડામાં પૂરી રાખી ન હોય ! ભારે ખેંચતાણ પછી આ વખતે તે એકદમ બહાર નીકળી પડી. કાંપતે અવાજે કમળાએ પૂછ્યું:

"હું શું તમને ગમતી નથી ?"

"એ વળી કોક દિવસ કહીશ."

"નહિ કહો: પણ મને પરણીને શું તમે સુખી થયા નથી ?"

"મને નથી લાગતું."

"બીજી કોઈને ય પરણીને સુખી થાત ?"

"કદાચ થાત."

કમળાને રોમરોમ આગ લાગી ગઈ. એવામાં એક દાસીએ બહારથી કહ્યું: "દિદિમણિ, માને બહુ તાવ ચડ્યો છે, તમને બોલાવે છે."

કમળા આંખો લૂછી બહાર ચાલી ગઈ.

## ૫

**ગૃહિણીનો** એ તાવ ઊતર્યો નહિ. પંદર દિવસ માત્ર માંદી રહી, સૌને રડતાં મૂકી તેણે પ્રાણ છોડ્યા. પત્નીશોકથી પ્રિયબાબુને ભારે આઘાત થયો. એક તો વૃદ્ધ થઈ ગયા હતા, તેમાં આ શોક આવ્યો. તેમને પણ સમજાઈ ગયું કે પોતે પણ હવે લાંબા દહાડા અહીં કહાડવાના નથી.

હવે કમળાને માથે કામનો ભાર વધ્યો; પોતાના સુખની ચિંતા ઉપરાંત ઘરનાં અનેક કામનો બોજો તેને માથે પડ્યો. વૃદ્ધ પિતા, તેમાં વળી તે હવે ધીરેધીરે પહેલાંની ખબરદારી ગુમાવતા જતા હતા.

તેથી કમળા આખો દિવસ તેમની પાસે રહેવા લાગી.

અને કાશીનાથ? એને ને દુનિયાને શું? હવે વખત સમજી પુસ્તકોનો થોકડો લઈ બારણુંબંધ કરી ઘરમાં બેઠો. પુસ્તકમાં મન ન ચોટે ત્યારે બહાર નીકળી પડતો. કદીક વળી એકાદ બે દિવસ સુધી ઘેર જ ન આવતો. ક્યાં ખાતો, ક્યાં સૂઈ જતો એ કોઈ જ જાણી શકતું નહિ; ઘરમાં રહેતો ત્યારે પણ કદાચ દસપંદર દિવસ સુધી ઓરડામાંથી બહાર જ નીકળતો નહિ. આ બધું જોઈ જોઈને કમળાએ એક રીતે હતાશ થઈ સુકાન છોડી દીધું હતું.

તે યુવતી હતી તો પણ હજી બાલિકા જ હતી. પતિપ્રેમ, પતિભક્તિ હજી તે શીખી નહોતી. શીખતી હતી ત્યાં તો વિઘ્ન નડ્યું; અને પતિ તરફથી જ એ વિઘ્ન નડ્યું હતું. એનો દોષ શું? તે જે કંઈ શીખી હતી, તે પણ હવે ધીરે ધીરે ભૂલવા લાગી. જે સોનેરી રેખા હૃદયમાં કંઈક પડી હતી, તે હજી પ્રકાશવા માંડી નહોતી, બહારનું સૌન્દર્ય હજી પણ અંદર પ્રતિબિંબિત થઈ શક્યું નહોતું—માવજત અને બરદાસ્ત વગર તે ધીરેધીરે ક્ષીણ થવા માંડ્યું; છેવટે જ્યારે તે સાવ ઊડી ગયું—ત્યારે કમળાને ખબરે પડી નહિ. એકાદ તૂટી પડેલી ઇમારતની એકેએ ઈંટ, એકેએ લાકડાં, હૃદયમાં આમતેમ વેરાયેલાં પડ્યાં હતાં: કદી કદી એ નજરે પડતાં, પરંતુ એ બધાં ભેગાં કરી, ફરી ગોઠવી ઇમારત ઊભી કરવાની તેને ઇચ્છા યે નહોતી, શક્તિ યે નહોતી. એક વખત અહીં રાજમહેલ હતો, આનંદબાગ હતો: સ્વપ્નના ઘેનમાં આવ્યો હતો, સ્વપ્ન પૂરું થતાં ઊડી ગયો. એ સ્વપ્ન ફરી જોવાની પણ તેનામાં હવે આરત રહી નથી. જે ગયું તે ગયું.

વૃદ્ધ પિતાની સેવા કરી, નોકરચાકરની સારસંભાળ કરવામાં કર્મસુખ અનુભવી તે દિવસો પસાર કરતી હતી. પરંતુ એકને જેથી સુખ થાય, તેથી બીજાને કદાચ સુખ ન પણ થાય. કમળા જે સુખ અનુભવવા લાગી, તેથી બુઢ્ઢી દાસી હૃદયમાં દુઃખી થવા લાગી. ન

રહેવાયું ત્યારે તેણે એક દિવસ પ્રિયબાબુને છાનામાનાં જણાવી દીધું: "જમાઈ બાબુ" જાણે કંઈ કેવા ય થતા જાય છે; ક્યારે ઘેર આવે છે, ક્યારે ચાલ્યા જાય છે: ક્યારે શું કરે છે, એની ઘરમાં કોઈને ખબર પડતી નથી. દિદિમણિની સાથે પણ કંઈ બોલતા હોય એમ લાગતું નથી."

પ્રિયબાબુ પોતાનાં શરીર અને મનની પીડામાંથી જ પરવારતા નહોતા, તેથી આ બધું જોઈ શકતા નહિ. વૃદ્ધ દાસીની વાત સાંભળી તેમને ભાન આવ્યું. કમળા આવતાં તેમણે સ્નેહથી કહ્યું: "મા, હું પૂછું તેનો સાચો જવાબ આપીશ ?"

કમળાએ પિતાના મોં સામે જોઈ પૂછ્યું: "શું પૂછવું છે, બાપુજી ?"

"જો, મા, ઘરડા માણસની આગળ શરમાવાની જરૂર નથી ! અને વળી, દુ:ખને વખતે બાપની આગળ કંઈ વાત છુપાવવા જેવી ન હોય; મને બધી વાત સાચે કહે.—હું એ બધું મટાડી કરીને જઈશ."

કમળા મૂંગી રહી. પ્રિયબાબુ ફરીથી બોલ્યા: "તું સુખે રહે એમ સમજી તને સુપાત્રના હાથમાં મૂકી છે. તારા સિવાય મારું બીજું કોઈ છે નહિ: પરંતુ તને દુ:ખી જોઈને, મરીને યે મને સુખ નહિ થાય." વૃદ્ધની આંખોમાંથી આંસુ પડવા લાગ્યાં. કમળાની આંખો પણ વહેતી થઈ ગઈ; વૃદ્ધે એ આંસુ પોતાને હાથે લૂછતાં લૂછતાં કાતર ભાવે કહ્યું: "બધી વાત મને દિલ ખોલીને નહિ કહે મા !" પણ, શું કહેવું તે કમળાને સૂઝયું નહિ. પ્રિયબાબુ પલવાર મૌન રહી ફરી બોલ્યા: "ઝગડો થયો છે શું ?"

કમળાએ વિચાર કર્યો કે 'પ્રેમ હોય તો ઝઘડો થાય ને !' તે માથું હલાવી બોલી: "ના."

"ઝઘડો થયો નથી ? ત્યારે શું તું તેને ગમતી નથી ?" કમળાને એકવાર ઇચ્છા થઈ કે કહી દઉં: 'હા, એમ જ છે !' પરંતુ તે બોલી શકી નહિ. પતિને હું ગમતી નથી એમ કહેતાં તેની છાતીમાં આઘાત થતો હતો. તે ચુપ રહી. પ્રિયબાબુ મ્લાનમુખે હસીને બોલ્યા: "તો

તને જ એ ગમતા નથી ?"

કમળાને લાગ્યું: 'તેમજ હશે કદાચ ! મને જ વખતે નહિ ગમતા હોય, પરંતુ આ તે કેવી વાત ? મને મારા પતિ ગમતા નથી ?' કમળાએ ઘૂંટી ઊંડી હૃદયના તળિયા સુધી જોવા પ્રયત્ન કર્યો: જોયું, કે ત્યાં જલસો બધો સમાપ્ત થઈ ગયો હતો; કેવળ વચમાં વચમાં કોઈ કોઈ સરસામાન લઈ જવા આવેજાય છે: એમણે અસમતોલપણે હાથમાં ઊંચકેલાં વાદ્યોમાંથી અકસ્માત કદીક કદીક અડધોપડધો સૂર નીકળી પડે છે; કદી વળી કોઈ એક નટ પડખેથી ડોકિયું મારી જોઈ લે છે.

કમળાએ રડી પડી પાલવવડે આંખો ઢાંકી દીધી. પ્રિયબાબુ ખૂબ જ ગભરાઈ ગયા; તે બોલ્યા: "કેમ રડે છે, મા ?"

"બાપુ, આપણે જાણે કોઈ કોઈનાં નથી." પ્રિયબાબુએ ધીરેધીરે પુત્રીને પોતાની છાતી સમીપ ખેંચી લીધી, પછી ધીમેથી અતિ મૃદુ સ્વરે કહ્યું: "હેં મા, એવું શું બોલે છે ? તારી જનેતા તો મારું સર્વસ્વ હતાં: હજી પણ રોજ રાતે એ મારા પગ આગળ આવીને બેસે છે; માત્ર તમારી બીકે દિવસે આવતી નથી. સાંજ પડતાં એ આવે છે. જો એ આવીને તારા આ શબ્દો સાંભળે, તો એને કેટલું બધું દુઃખ થાય !"

તે વખતે સાંજ થવા આવી હતી, ઓરડામાં અંધારું પણ થયું હતું. સાથેસાથ ઓરડામાં કોઈ આવ્યું છે કે નહિ એ જોવા કમળાએ ચકિત નયને ચારે બાજુ જોયું. પણ ક્યાં ય કોઈને નહિ જોવાથી તેને ધીરજ આવી. તે જ્યારે બહાર નીકળી ત્યારે તેના પગ કાંપતા હતા; શરીર એવું દુર્બળ લાગતું હતું, કે જાણે અડધું લોહી કોઈએ નીચોવી લીધું ન હોય ! પોતાનું કામકાજ પૂરું કરી, જે ઓરડામાં કાશીનાથ જમીન ઉપર આસન પાથરી દીવો સળગાવી પોથી ખોલી બેઠા હતા, ત્યાં જઈ બેઠી. કાશીનાથે મોં ઊંચું કરી જોયું: કમળા !

તે વિસ્મય પામી બોલ્યો: “ તું કે ! ”

“ હું આવી છું. ”

“ બેસ, ” કહી કાશીનાથે ફરી પોથીમાં મન પરોવ્યું. કમળા બહુ વાર સુધી તેને પોથી વાંચતો જોઈ રહી, પછી હાથવડે તેણે પોથી બંધ કરી દીધી. કાશીનાથ નવાઈ પામી મોં ઊંચકી બોલ્યો : “બંધ કેમ કરી ? ”

“ કંઈક વાતોચીતો તો કરો. રોજ વાંચ્યા કરો છો : જરા ઓછું વંચાશે તો કંઈ બગડી જવાનું નથી. ”

“ એટલા વાસ્તે બંધ કરી દીધી ? ”

“ એટલા જ વાસ્તે નહિ; તમે ચિડાઈને જરા વઢો એટલા માટે પણ ખરું. ”

કાશીનાથ સહેજ હસીને બોલ્યો: “ શું કરવા ચિડાઉં ? કમળા, તને હું કદી વઢ્યો છું ખરો ? તું કંઈ બોલતી નથી, પાસે પણ ઢૂકતી નથી, પછી ચોપડી ના વાંચ્યા કરું તો દિવસ શી રીતે કાઢું, કહે જોઉં ? ” જરા હસીને બોલ્યો : “ તાવ આવે છે, આજ બે દિવસથી કંઈ પણ ખાધું કર્યું નથી, પણ તેં તો કદી ખબર સરખી યે પૂછી નહિ ! ”

કમળાએ મોં ઊંચું કરી જોયું. સ્વામીનું મોં ખૂબ સુકાઈ ગયું હતું; કપાળે હાથ મૂકી જોયો તો ગરમ લાગ્યું. પછી તે રડતી રડતી સ્વામીના ખોળામાં લોટી પડી; શરમથી તેને મરવાની ઇચ્છા થઈ આવી. તે રડતી રડતી બોલી: “ તમે મારા બધા દોષ ભૂલી જઈ મને ફરી બોલાવો, તમારો બધો ભાર મને લેવા દો. ”

“ હું તો લેવા દઉં પણ તું રાખી શકીશ ? ”

“ કેમ નહિ ? ”

“ જોઉં છું. ”

“ મને લો.”

“ ઘણી વખત લીધી છે, પણ તું સમજી શકતી નથી, હજી પણ કદાચ બધી વખત તું બરાબર સમજી શકવાની નથી.” કમળાએ દીવાના પ્રકાશમાં એ મુખ જેટલું દેખાયું, તેટલું જોઈ લીધું. તેને લાગ્યું કે જાણે એ મુખ પર રાખમાં ઢંકાયેલો પુષ્કળ અગ્નિ ભર્યો છે, અને મીણમાં ઢાંકેલું પુષ્કળ મધ ભર્યું છે. પળવાર તે આત્મભાન ભૂલી ગઈ; પૂર્ણ આવેગમાં તે બોલી ઊઠી: “ તો કેમ તમે આટલો વખત તમને ઓળખવા દીધા નહિ ? કેમ તમે આટલા દહાડા પોતાને છુપાવી રાખી મને આટલું દુ:ખ આપ્યું ? ” આનંદના ઉચ્છ્વાસમાં કમળા સ્વામીને ગળે વળગી પડી. કાશીનાથની જડ આંખોમાંથી પણ તે દિવસે પ્રવાહ વહેવા લાગ્યો.

૬

**બીજે** દિવસે પ્રિયબાબુએ કાશીનાથને બોલાવી કહ્યું: “ બાપુ, હું હવે થોડા દિવસનો મહેમાન છું; મારે કોઈ પુત્ર નથી; જરજમીન સંપત્તિ જે કંઈ મૂકી જાઉં છું, તે બધી તમારી જ છે. થોડા દિવસ છું, એટલામાં બધું સમજી કરી લો,—નહિ તો કશું ય નહિ રહે; તમને છેતરી ધાપ મારી બીજા લઈ જશે.”

કાશીનાથે નીચું માથું ઘાલી જવાબ દીધો: “ જી, આજ્ઞા કરો.”

પ્રિયબાબુ બોલ્યા: “ આજ્ઞા તો શું કરું ? કાલથી સવારના જરા ઓફિસમાં જઈ બેસવાનું રાખજો.”

“ જેવી આજ્ઞા ” કહી કાશીનાથ ત્યાંથી ગયો. પ્રિયબાબુએ પુત્રીને બોલાવી કહ્યું: “ મા, હું તો ઘરડો થયો, જરજમીન પર દેખરેખ રાખી શકતો નથી, તેથી કાશીનાથને જમીનદારીનો બધો ભાર સોંપ્યો છે. પાછળથી તેને કામ કરવામાં અગવડ ના નડે એટલા માટે વચમાં વચમાં સલાહ આપતો રહીશ.”

કેટલાક દિવસ સુધી પોતે ઑફીસમાં જઈ કાશીનાથને જમીનદારી સંબંધી ઘણી બાબતોથી માહિતગાર કરી દીધો. તે પણ હાથમાં એક કામ આવવાથી ખુશી થયો. જમીનદારના ઘરમાં અંદર અંદર જે એક દાહ પ્રકટ્યો હતો, તેની જવાળા ઘણા દિવસો પછી જાણે ધીરે ધીરે ઓછી થવા માંડી.

કાશીનાથ નિયમસર કચેરીનું કામકાજ કરે, કમળા નિયમસર ઘરસંસાર ચલાવ્યે જાય, અને પ્રિયબાબુ નિયમસર પથારીમાં પડ્યા રહે! આમ સંસાર સરસ રીતે ચાલ્યો જતો હતો, પરંતુ થોડા દિવસ પછી પ્રિયબાબુના શરીરની વ્યવસ્થા ધીમે ધીમે બગડતી ચાલી. એક દિવસ તેમણે કમળાને બોલાવી કહ્યું: " મેં વીલ કરી દીધું છે. " પછી ઓશીકા તળેથી એક કાગળ બહાર કાઢી વાંચવા માંડ્યો. મારી સ્થાવર-જંગમ તમામ મિલકતનો અડધો ભાગ મારા જમાઈ કાશીનાથને અને અને બાકીનો અડધો ભાગ મારી પુત્રી કમળાદેવીને આપી જાઉં છું. કેમ બરાબર કર્યું છે ને મા?" કમળાએ કંઈ જવાબ દીધો નહિ. પ્રિયબાબુ વિસ્મિત થઈને બોલ્યા: " કેમ મા, તને નહિ ગમ્યું શું?"

આ વીલ તેમણે ખાસ કરીને કમળાને ખુશ કરવા માટે જ કર્યું હતું. તેમને મનથી એવી ખાતરી હતી કે પોતાના પતિને મિલકતના સાથેસાથ માલિક થયેલા જોઈ કમળા બહુ ખુશી થશે. પરંતુ કમળા પોતે મનમાં જે વિચાર કરતી હતી, તે જીભે આણતાં તેને અતિશય શરમ લાગતી હતી. પ્રિયબાબુએ ફરીથી પૂછ્યું: " કંઈ કહેવું છે?"

કમળાએ માથું હુલાવી કહ્યું: " હા. "

" શું, મા?"

કમળા પળવાર અચકાઈ બોલી: " બધી મિલકત મારે નામે લખી દો. "

" એ શું બોલી મા?"

કમળા મોં નીચું ઘાલી બેસી રહી.

પ્રિયબાળુ વૃદ્ધ માણુસ હતા. સંસારમાં ઘણું જોયું હતું, ઘણું સાંભળ્યું હતું. કમળાના મનની વાત તેમની આગળ છૂપી રહી નહિ. ઊંડા ઊતરી વિચાર કરતાં એકે એકે બધી વાત જેમ સમજતા ગયા, તેમ તેમ ધીમે ધીમે તેમના આખા શરીર ઉપર દુઃખની છાયા ફરી વળવા લાગી. ઓશીકાનો ટેકો લઈ તે ઊઠીને બેઠા હતા, હવે તે જ ઓશીકા પર માથું નાખી આંખો મીંચી પાછા સૂઈ પડયા.

બહુ વાર સુધી મૌન રહ્યા પછી તે બોલ્યાઃ "સંતાનમાં મારે એક માત્ર તું જ છે. હું તારું દિલ દુભવવા માગતો નથી. બધીય મિલકત તને જ આપતો જઈશ. પરંતુ આ કામ સારું નહિ નીવડે. હું તો આશિષ દેતો જાઉં છું કે સુખી થાઓ. પરંતુ એવી ખાતરી હવે રાખી શકતો નથી. હું ઘરડો થયો છું, બહુ જોયું છે. પોતે પણ ત્રણ વખત પરણ્યો છું. આવું મન રાખીને જગતમાં કોઈ પણ સ્ત્રી કદી સુખી થઈ નહિ શકે."

થોડીવાર મૂગા રહી ફરી બોલવા માંડ્યું: "દેખાશે પણ ઠીક, તું પણ રાજી થશે એમ સમજી તમને બંનેને સરખે ભાગે બધી મિલકત આપી જતો હતોઃ હું તો એમ માનતો કે તું અને એ જુદાં નથી. ઠીક, પણ કહે તો ખરી, મા, કે શા હેતુથી તું તેમને મિલકત આપવા ના કહે છે?"

કમળા રડુંરડું થઈને બોલીઃ "મિલકત મળે તો પછી મારા સામુંકરીને જુએ પણ નહિ."

"અને ન મળે તો?"

"મારા હાથમાં રહેશે."

પ્રિયબાબુ બોલ્યાઃ "હું કાશીનાથને ઓળખું છું, પણ તું ઓળખતી નથી. તે બરાબર એના બાપના જેવો છે. જો એ તારા સામું નહિ જોતો હોય, તો મિલકત મળે તો પણ નહિ જુએ, નહિ મળે તો પણ નહિ જુએ. અને, કમળા! આમ કરીને શું પતિને કબજે

રાખી શકાતા હશે ? જોર વાપરીને વગડાનો વાઘ કદાચ વશ કરી શકાય, પણ જોર કરીને એક નાનાશા ફૂલને ય ખીલવી શકાય નહિ. ”

પળવાર ચુપ રહી ફરી બોલવા માંડ્યું. “ હું પ્રાર્થના કરું છું કે તું સફળ થા, પરંતુ આ ઉપાય સારો નથી. એ જો તને નહિ લે, તો તારું પછી શું રહેશે ! જેટલું રહેશે તેટલું અડધી મિલકતમાં શું નહિ ચાલે ? બીજી એક વાત કરું : સ્વામીને દેહ, મન, આત્મા, પાર્થિવ, અપાર્થિવ તમામ અર્પણ કરવાનું હોય—જેને બધું આપી દેવાનું હોય, તેને શું આ અડધી મિલકત નહિ આપી શકાય ? કમળા, આવું કરીશ નહિ. મા, વખતે એ જાણવા પામે તો મનમાં બહુ દુઃખી થશે. ”

કમળાએ કંઈ પણ જવાબ દીધો નહિ, પ્રિયબાબુએ પણ આગળ કંઈ પૂછ્યું નહિ. બંને જણ લગભગ અડધો કલાક મૂગાં રહ્યાં. અંધારું થવા આવ્યું હતું. દાસી દીવો મૂકી ગઈ; કમળા પણ આંખો લૂછી પાછી પોતાને કામે ચાલી ગઈ.

બીજે દિવસે પ્રિયબાબુએ પોતાના વકીલને બોલાવી કહ્યું: “ મારે વીલમાં ફેરફાર કરાવવો છે. ”

વકીલે પૂછ્યું : “ શું ફેરફાર કરાવવો છે ? ”

“ જમાઈનું નામ કાઢી નાખી બધી મિલકત પુત્રીના નામ પર લખવાની છે. ”

“ કેમ ? ”

“ એ જાણવાની કંઈ જરૂર નથી ! મેં કહ્યું તેમ લખી દો. ”

૭

**પ્રિયબાબુ**ના મૃત્યુબાદ શ્રાદ્ધક્રિયા સમાપ્ત થઈ ગયા પછી વીલ જોઈ કાશીનાથને લેશમાત્ર પણ દુઃખ કે વિસ્મય થયાં નહિ. દુનિયામાં

જે હમેશાં બનતું આવ્યું છે, જેમ બનવું જોઈએ તેમ થયું છે, એમાં દુઃખ પણ શું? અને આશ્ચર્ય પણ શું? તોપણ મુનીમ મહાશયે કાશીનાથને એકાંતમાં લઈ જઈ કહ્યું: “જમાઈબાબુ, શેઠસાહેબ આવું વીલ કરતા જશે, એવું તો મેં સ્વપ્ને પણ ધારેલું નહિ. પહેલાં તેમણે વીલ લખાવ્યું હતું, તેમાં તમને ને તેમની પુત્રીને સરખે ભાગે મિલકત વહેંચી આપેલી હતી! એ વીલ પછી કોની ભંભેરણીથી અથવા શા હેતુથી બદલાવી નાખ્યું, એ હું કેમેય સમજી શકતો નથી.”

કાશીનાથે સહેજ હસીને જવાબ દીધો: “સમજીને કરવું છે યે શું? જેની મિલકત હતી, તેને મળી છે; એમાં મને શું, અને તમને પણ શું?”

મુનીમ ભોંઠો પડી જઇ બોલ્યો: “તોપણ—તોપણ—”

“તોપણ બોપણ કંઇ નહિ. ખરી રીતે મારો મિલકત પર હક્ક શું છે! ઊલટું મને અડધો ભાગ આપી ગયા હોત તો એમાં નવાઈ પામવા જેવું હતું ખરું; બાકી મને અડધો ભાગ આપે કે તેને બધું આપે—બધું સરખું જ છે. છે કંઇ ફેર?” મુનીમ તો આ વખતે ખરેખરો ભોંઠો પડી ગયો! શુષ્કમુખે તે બોલ્યો: “ના, ના, કંઈજ ફેર નથી, હું તો માત્ર શેઠજી સાહેબની વાત કરતો હતો. તેમના ઇરાદાની મને બરાબર ખબર હતી, એટલે આ કહેતો હતો.”

“તેમણે તેમનું કર્તવ્ય જ કર્યું છે. વિચારી જુઓને, સ્ત્રીને સ્વામી સિવાય બીજી ગતિ નથી, પરંતુ સ્વામીને સ્ત્રી સિવાય બીજી ગતિ છે. હું રહ્યો ગરીબ; એકદમ આટલી બધી મિલકત હાથમાં આવી પડે તો કદાચ ખરાબ પરિણામ આવે, એ બીકે પહેલાંનું વીલ બદલાવી નાખ્યું હોય એમ લાગે છે.”

વૃદ્ધ મુનીમ મહાશય કાશીનાથને ખરેખરો પંડિત—મૂર્ખ વેદિયો બામણ સમજતા હતા; એને મોંએ આવી બુદ્ધિપૂર્વકની વાત સાંભળી ધન્યવાદ દીધા વગર તે રહી શકયા નહિ. આવી રીતે જેમ જે

વૃદ્ધ મુનીમ કાશીનાથની બુદ્ધિશક્તિનો ઉત્તરોત્તર વધતો પરિચય પામતા હતા, તેમ તેમ કમળા ઉત્તરોત્તર વધતી મૂઢતાનો પરિચય પામતી ગઈ. દહાડામાં સેંકડોવાર એ પોતાના મનને પૂછતી હશે: "આ તે કેવા માણસ છે?"—અને સેંકડોવાર નિષ્ફળ પ્રશ્ન શબ્દ-મુખે પાછો આવી કહેતો હશે: "નથી સમજાતું."

હજારો પ્રયત્ને, હજાર પરિશ્રમે, કમળા કેમે કરી એટલું નક્કી કરી શકી નહિ કે આ બે હાથપગવાળું મનુષ્ય શાનું બનેલું છે! એનું મન એણે તે પોતાના શરીરમાં રાખ્યું છે કે કોઈ બીજાને ત્યાં થાપણ મૂકીને આવ્યો છે? કમળાએ જોયું કે બીજા જે કરે છે, તે જ તેનો સ્વામી પણ કરે છે: ખાય છે, પીએ છે, ઊંઘે છે; જમીનદારીનું કામકાજ, ઘરસંસારનું કામકાજ બધું યે કરે છે; તમામ બાબતમાં ખંતીલો, અને છતાં તમામ બાબતમાં ઉદાસીન! તેના સ્વામીને શું ગમે છે, શાની તેને અધિક સ્પૃહા છે, એ બધું આટઆટલા દિવસે પણ કમળા જાણી શકી નહિ.

કમળાને શરીરે ઠીક ન હોય ત્યારે કાશીનાથ મીટ પણ માર્યા વગર રાતદહાડો તેની પથારી પાસે બેસી રહેતો; એ મોં પર ચિંતા, અને એ હૃદયમાં જેટલો સ્નેહ હશે, જેટલો પ્રેમ હશે, તે બધો રગેરગે જાણે ફૂટીને બહાર નીકળતો; અને સાજી થઈ ગયા પછી કમળા સામી મળે તો કાશીનાથ પાછું વળીને એની તરફ જુએ પણ નહિ, મોં ઊંચું કરી નજર સુદ્ધાં કરે નહિ! પોતાની ધૂનમાં પોતાને કામે ચાલ્યો જાય. કમળાએ રીસ ચડાવી બે દિવસ મૂંગાં રહી જોયું, પણ કંઈ વળ્યું નહિ. કાશીનાથ પાસે આવીને ફરી ચાલ્યો જતો; મનાવતો યે નહિ, બોલતો યે નહિ, રડતો યે નહિ. વળી કંઈ વાતચીત થતાં હસીને જવાબ દેતો. કોઈ દિવસ ચીડ ન બતાવતો, ન કદી પૂછતો કે કેમ બે દિવસ કંઈ બોલી નહોતી, કેમ રીસાઈ ગઈ હતી?

કમળાએ કેટલાક દિવસ પછી પોતાના મનમાં વિચાર કરીને એવો ભાવ ધારણ કર્યો, કે જાણે તે પોતાના ઉદાસીન પતિને એમ બતાવી આપવા માગતી હોય કે "તમે મારી ઉપેક્ષા કરો છો, તો મને પણ તમારી ઉપેક્ષા કરતાં આવડે છે; અને મારો પ્રેમ એવો ઊભરાઇ નથી જતો કે તમે મને ઠેબે દઇ ચાલ્યા જશો તોયે ધૂળની જેમ તમારે ચરણે વળગી રહું."

ભેટો થઈ જાય તો કમળા બીજા કામમાં ચિત્ત હોય તેમ મોં ફેરવી ગંભાર ભાવે ચાલી જાય; જાણે એમ જણાવવા માગતી ન હોય કે "તમને દયા લાવીને સ્વામી કર્યા છે, એટલે એવું ના સમજશો કે તમારા પગમાં પ્રાણ ઢાળી દીધા છે, અને એથી તમે જ્યારે મળો ત્યારે હું હસીને પ્રેમથી વાત કરું. મારે કામને વખતે સામે આવો તો હું પણ દેખી શકતી નથી."

જો એ કદી કોઈ નોકરચાકરનો તિરસ્કાર કરતી હોય અને એવે વખતે કાશીનાથ અકસ્માત કંઈ બે શબ્દો બોલી નાખે, તો એ શબ્દો લેશમાત્ર પણ કાને ધર્યા વગર, પોતે જે બોલતી હોય, તે જ પ્રમાણે બોલવાનું ચાલુ રાખે; જાણે એમ કહેવા માગતી ન હોય કે "મારા નોકર છે, મારા ચાકર છે, મારાં દાસદાસી છે, મારું ઘર છે. મારી મિલકત છે; ગમે તેને હું ગમે તેમ બોલું, તેમાં તમે શું કામ વચમાં માથું ઘાલો છો?"

પરંતુ આમ કંઈ સંતોષ થાય? આમ કંઈ વાસના પૂરી થાય? જો કાશીનાથને તલભાર પણ હલાવી શકી હોત તો વખતે સંતોષ થાત. પણ ગમે તે કરોને, એ તો એના શાંત ગંભીર મુખ વાટે સાફસાફ બતાવી દે છે કે પોતે પોતાના મનથી નિશ્ચલ બેઠો છે, સુમેરુ પર્વતના શિખરની જેમ. તેને એક તલપૂર પણ ચળાવવાની કોઈની તાકાત નથી. ફાવે તેવા વંટોળિયા ને વરસાદનો મારો ચલાવો, ફાવે તેટલાં ઝાડ મૂળમાંથી ઉખેડી નાખો, પણ તેને ચળાવી શકવાનાં નથી.

ઠીક ત્યારે, કમળા શું ચાહતી નથી ? ચાહે છે, પણ એ પ્રેમ અનંત અતલસ્પર્શી નથી; કમળા જાણે કે લીટી દોરી આપી કહેવા માગે છે કે આના બહાર જવું નહિ. જશો તો હું એ સહી લેવાની નથી. કદાચ પ્રેમ રાખીશ, પણ એ પ્રેમની મર્યાદા જળવાશે નહિ.

એક દિવસ તે વૃદ્ધ દાસી આગળ મનમાં દુઃખ પામી રડી પડી બોલી: "બાપા મને એક જાનવરના હાથમાં સોંપી ગયા છે."

"કેમ બહેન ?"

"કેમ શું પૂછે છે ? તમે બધાંએ ભેગાં થઈ મારા હાથપગ બાંધી મને કૂવામાં નથી નાખી ?"

"એવું બોલાય બહેન ?"

"કેમ ન બોલાય ? તમને જે કામ કરતાં શરમ ન આવી, તેની જરા વાત પણ મારાથી ન કરાય ?"

"ના, ના, એમ હું નથી કહેતી. એ તો ભગવાનના ઘરના માણસ છે; પણ જરા ગાંડપણની અસર જેવું છે. એમના બાપમાં પણ જરા એવું હતું ખરું ને, એથી જમાઇ બાબુને પણ—"

"બસ બહુ થયું. ગાંડપણ બાંડપણની વાત ફરી બોલીશ નહિ. બાપ ગાંડો હોય એટલે કંઈ છોકરો ગાંડો પાકતો નથી. ગાંડા જરા યે નથી, કેવળ જાણી બૂઝીને મને દુઃખ દે છે."

સ્વામી ગાંડા છે, એ વાત કબૂલ કરતાં કમળાને ભારે આઘાત થયો.

આજે ત્રણ દિવસ થયાં કાશીનાથનો પત્તો નથી. બે દિવસ તો કમળાએ જાણી જોઈને કંઈ ખબર કઢાવી નહિ, પરંતુ ત્રીજે દિવસે દુઃખના માર્યાં બહાર મુનીમને કહેવરાવ્યું: "બાબુ બે દિવસથી ઘેર આવ્યા નથી, તમે પણ કંઈ ખબર કાઢતા નથી તો પછી તમને શું

કામ રાખ્યા છે ? આજે જો તેની ખબર નહિ કાઢી લાવો, તો તમને બધાને નોકરીમાંથી રજા મળશે." મુનીમે વિચાર કર્યો, "આ કેવું ? કોણ ક્યાં જતું રહે એની હું કેવી રીતે ખબર રાખું ?" પછી ખજાનચી પાસેથી ખબર મળી કે જમાઈબાબુ ત્રણ હજાર રૂપિયા લઈ ક્યાંક ચાલ્યા ગયા છે. ક્યાં ગયા છે, અગર ક્યારે પાછા આવવાના છે એ કોઈને પણ કહી ગયા નથી.

કમળા થોડી વાર કપાળે હાથ દઈ બેસી રહી; પછી તેના પિતાના વકીલને બોલાવી કહ્યું: "મારી માલમિલકતની દેખરેખ રાખી શકે એવો કોઈ માણસ એક અઠવાડિયામાં રાખી આપો; પગાર જે કહેશો તે આપીશ."

૮

**કલકત્તાની** એક નાની સાંકડી ગલીમાં એક નાના એક માળના ઘરમાં, દિવસ બધો પાણીમાં ભીંજાઈ ઘૂંટણ સુધી કાદવથી ખરડાયેલા પગે કાશીનાથે પ્રવેશ કર્યો. તેના હાથમાં દવાની બે શીશીઓ હતી, એક બિસ્કીટનો ડબો હતો અને ચાદરમાં દાડમ વગેરે કેટલીક ચીજો બાંધેલી હતી.

આ ઘરમાં એક ઓરડામાં ભોંય ઉપર પાથરેલી પથારી પર એક દરદી સૂતેલો હતો અને પાસે બેસીને એક સ્ત્રી તેના માથા પર હાથ ફેરવતી હતી. કાશીનાથે પ્રવેશ કરતાં જ પેલી સ્ત્રીએ કહ્યું: "કાશીદાદા, આટલા ભીંજાઈને શું કામ આવ્યા ? કોઈ ઠેકાણે ઘડી ઊભા રહ્યા હોત તો ?"

"એ કંઈ ચાલે બહેન ! હું પાણીમાં પલળ્યો એથી કાંઈ નુકસાન નથી થયું, પણ ઊભો રહ્યો હોત તો કદાચ થાત."

તેનું કહેવું ખરું હતું ! બિંદુ સમજી ગઈ કે કાશીદાદાનું કહેવું ખોટું નથી—એટલે તે મૂંગી રહી.

આ કેટલાંક વરસથી બિંદુ શાં શાં દુઃખ ભોગવતી આવે છે, તે કેવળ તે જ જાણે. આપણે તેને છેલ્લી તેના બાપને ત્યાં જોઈ હતી, પછી જોઈ નથી. હવે જરા તેની વાત કરીએ.

જે દિવસે તે જમીનદારની છોકરીને જોવા જવાની બધી તૈયારીઓ કર્યાં છતાં પણ જઈ શકી નહોતી, તેને બીજે જ દિવસે ગોપાળ બાબુ (તેના સસરા)ની ગંભીર માંદગીના સમાચાર મળતાં તેને સાસરે આવી રહેવું પડ્યું. આવીને જુએ છે તો તેના સસરા સાચેસાચ ગંભીર માંદગી ભોગવી રહ્યા હતા. સૌએ મળી બની તેટલી સારી ચિકિત્સા કરાવી હતી, પણ ગોપાળ બાબુનો જીવ બચાવી શકાયો નહિ. દર્દ અતિશય વધી જતાં, ગોપાળબાબુએ કહ્યું : "નાની વહુમાને જરા લઈ આવો—એને મળી લઉં." એ નાની વહુમા તે આપણી બિંદુવાસિની. મૃત્યુ અગાઉ એકાએ દિવસ પર ગોપાળબાબુએ બિંદુને કહ્યું: "મા, આ ચાવી લે, પેલી પેટીમાં જે કંઈ છે તે બધું તને આપી જાઉં છું!" બિંદુએ હાથ લંબાવી ચાવી લીધી. બીજી વહુઓએ ધાર્યું કે ડોસો મરતી વખતે બિંદુને જ બધું દેતો ગયો છે. બીજી પણ એક વાત છે. ગોપાળબાબુએ માંદગી દરમિયાન જ એક વખત ચારે પુત્રોને પાસે બોલાવી કહ્યું હતું: "જુઓ બાપુ, તમે ચારે ભાઈઓમાં કશો મેળ નથી અને તમારી મા પણ જીવતી નથી; તેથી મારા મૃત્યુ પછી તમે ચારે ભેગા રહેશો નહિ. નકામો ઝગડો કરી જુદા પડો તે કરતાં પહેલાંથી જ જેવો સદ્‌ભાવ છે, તેવો રાખી જુદા થઈ જાઓ. હું જે કંઈ તમને આપી જાઉં છું, તે ઉપરાંત થોડું થોડું કંઈક કમાશો તો સુખેથી તમારો સંસાર ચાલશે."

પિતાના મૃત્યુ બાદ, સૌ જુદા થઈ ગયા પછી, બિંદુએ પેટી ઉઘાડી જોયું તો અંદર એક રામાયણ અને એક મહાભારત સિવાય બીજું કંઈ ન મળે. આશાભંગ થવા છતાં પણ બિંદુએ સ્વર્ગસ્થ સસરાજીનું દાન માથે ચડાવ્યું. બિંદુ અસ્ફુટ સ્વરે બોલી: "તેમણે સ્નેહથી આપેલું દાન—એ જ મારે મન રત્ન છે."

બિંદુના કેટલાક દિવસ તો સુખમાં પસાર થયા; પછી દુઃખની શરૂઆત થઈ. બિંદુના પતિ યોગેશબાબુ માંદા પડ્યા. બિંદુએ તનતોડ મહેનત કરી સેવાચાકરી કરી, કેટલીક જમીન ગીરો મૂકી દવા કરાવી; પરંતુ કંઈ કરાર થયો નહિ. ગામના કેટલાક પડોશીઓએ બિંદુને કલકત્તા જઈ દવા કરાવવા કહ્યું. બિંદુવાસિની પોતાનાં તમામ ઘરેણાં-ગાંઠાં વેચી નાખી સ્વામીને લઈ કલકત્તા આવી. અહીં પણ ઘણી ઘણી ચિકિત્સા કરાવવામાં બાકીની જમીન પણ ગીરો મુકાઈ ગઈ, પરંતુ રોગ તો મટ્યો નહિ. પૈસાને અભાવે હવે જોઈએ તેવી દવા કરાવવાનું પણ બને એમ રહ્યું નહિ. બિંદુએ પતિના મોટાભાઈને બધી વાત લખી જણાવી, પરંતુ કંઈ વળ્યું નહિ; કંઈ જવાબ જ મળ્યો નહિ. પછી તેણે પોતાના બીજા બે જેઠને લખ્યું, પરંતુ તેઓ પણ મોટા ભાઈને પગલે ચાલી મૂંગા જ રહ્યા. બિંદુ સમજી ગઈ કે હવે ઉપવાસ કરીને, અગર તો ઝેર ખાઈને મરવા સિવાય બીજો આરો નથી.

સ્ત્રીનું મોં જોઈ યોગેશબાબુ બધું સમજી જતા. એક દિવસ તેને પાસે બોલાવી સ્નેહથી હાથ પકડી તેમણે કહ્યું: " બિંદુ, મને ઘેર લઈ ચાલ ! મરવાનું જ છે, તો ત્યાં જ મરવું સારું. અહીં મરીશ તો કોઈ ઉપાડનાર પણ નહિ મળે. "

હવે બિંદુએ જોયું કે મરવા સિવાય રસ્તો નથી; કારણ કે બીજો એકે ઉપાય હવે રહ્યો નથી; સ્વામીને ઘેર પાછા લઈ જવાનો પણ રસ્તો નહોતો. પરંતુ તેમને આવી સ્થિતિમાં મૂકી કેવી રીતે મરવું ? અને, જો મરવું જ પડવાનું છે, તો પછી શરમ રાખવાની શી જરૂર ? ઘણાઘણા વિચારો પછી તેણે બધી લાજશરમ પડતી મૂકી બધી વાત કાશીનાથને પત્ર લખી જણાવી. પછી શું બન્યું તે આપણે જાણીએ છીએ.

આવતી વખતે કાશીનાથ પુષ્કળ રૂપિયા સાથે લેતો આવ્યો હતો. એ પૈસા ખરચી શહેરના સારામાં સારા દાક્તરોના અભિપ્રાય પૂછ્યા. સૌએ જણાવ્યું: " હવાફેર કર્યા વગર શરીર સુધરવાનું નથી. " કાશીનાથ સૌને લઈ વૈદ્યનાથ આવ્યો. અહીં રહીને બે મહિનામાં સૌને

સમજાયું કે યોગેશબાબુ વિષે હવે કંઈ ભય રહ્યો નથી, તોપણ પાછા ફરવાનો વખત હજી આવ્યો નહોતો; તેથી તેમને ત્યાં જ રાખી કાશીનાથ ઘેર પાછો આવ્યો.

સવારે કમળા મળી. તેણે પૂછ્યું: "ક્યારે આવ્યા ?"

"રાતના આવ્યો."

કમળા પોતાને કામે ચાલી ગઈ. કાશીનાથ બહાર આવી કચેરીમાં બેઠો. ઘણે દિવસે તેમને જોઈ નોકરચાકર સૌ ઊભા થઈ ગયા; કેવળ એક સાહેબશાહી પોશાક પહેરીને બેઠેલો યુવક પોતાની ખુરશીમાં બેઠો રહ્યો. કોઈ એક માણસને આવેલો જોઈ પોતાના નોકરચાકરોએ તેને આટલું માન આપ્યું તે આ નવા બાબુથી જોયું ગયું નહિ. કાશીનાથ પોતે એક ખુરશી ખેંચી લેઈ બેઠો. આ માણસ નવો મૅનેજર થઈને આવ્યો હતો. એનું નામ શ્રીવિજયકિશોરદાસ હતું. કલકત્તામાં બી. એ. પાસ થયેલો હતો અને ઘણો કાર્યકુશળ માણસ હતો; તેથી વકીલ વિનોદબાબુએ એને મૅનેજરની જગાએ નીમ્યો હતો. મૅનેજરે બહુ વાર પછી કાશીનાથ તરફ ફરી કહ્યું: "આપને શું કંઈ કામ છે ?"

"ના, કામ નથી; હું તો માત્ર કામકાજ જોઉં છું."

એવામાં મુનીમે ઊભા થઈ ઓળખાણ આપી: "એઓ આપણા જમાઈબાબુ છે." વિજયબાબુએ ખુરશીમાંથી ઊભા થઈ સ્નેહથી વાત કરી. એટલામાં એક નોકરે આવી વિજયબાબુને કહ્યું: "અંદર મા જરા આપને બોલાવે છે." વિજયબાબુ ગયા પછી કાશીનાથે મુનીમને પૂછ્યું: "એ કોણ છે ?"

"નવા મૅનેજર."

"કોણે રાખ્યા ?"

"માએ."

"કેમ ?"

"કામકાજ બરાબર ચાલતું નહોતું તેથી."

" હમણાં એ ક્યાં ગયા ?"

" ઘરમાં. "

કાશીનાથ આગળ કંઈ પૂછ્યા વગર અંદર ગયો; જઈને જુએ છે તો એક ઓરડાના પડદા આગળ વિજયબાબુ ઊભા છે, અને પડદા પાછળથી કોઈ મૃદુ અવાજે વાત કરી રહ્યું છે. કોણ વાત કરે છે તે કાશીનાથ સમજી શક્યો, પરંતુ કંઈ પણ બોલ્યા વગર, તે તરફ જરા નજર પણ કર્યા વગર પોતાની ધૂનમાં ચાલ્યો ગયો.

બપોરે કમળાની સાથે ફરી તેને ભેટો થયો. કમળાએ ગંભીર ભાવે કહ્યું: " શરીર તો સારું છેને ?" કાશીનાથે તેવા જ ભાવથી માથું હલાવી જણાવ્યું કે " છે. " આગળ કંઈ પણ બોલવા રહ્યા વગર કમળા ચાલી ગઈ. ઊભા રહી વાતો કરવા જેટલો હવે તેને સમય નથી, કંઈ હજાર કામ પડ્યાં છે; અધુરામાં પૂરું, પોતાની મિલકત પોતાના હાથમાં લીધી ત્યારથી તેને નિરાંતે શ્વાસ લેવાનો પણ વખત મળતો નથી.

એક દિવસ સવારે કાશીનાથે મૅનેજરબાબુને બોલાવવા માણસ મોકલ્યું. નોકર દ્વારા મૅનેજરે કહેવડાવ્યું: " હમણાં વખત નથી, ફુરસદે આવીશ. " પછી કાશીનાથે પોતે કચેરીમાં આવી વિજયબાબુને એકાંતમાં બોલાવી કહ્યું: " આપને ફુરસદ નથી જાણી હું પોતે આવ્યો છું. આજે મારે પાંચસો રૂપિયાની જરૂર છે; ફુરસદે એ ઉપર મોકલાવી આપશો. "

" શું કામ છે ?"

" તે આપે જાણવાની જરૂર નથી. "

" નથી એ ખરું, પરંતુ ધણીની રજા વગર કેવી રીતે આપું ?"

કાશીનાથ સમજ્યો કે પ્રવાહ બીજી દિશાએ વહે છે. તે બોલ્યો:

" હું કહું છું એટલું પૂરતું નથી ? બીજી રજાની જરૂર રહે છે ?"

વિજયબાબુ દૃઢ સ્વરે બોલ્યા: " રહે જ છે. જેને તેને રૂપિયા આપવાની મનાઈ છે. "

કાશીનાથે કમળા મળતાં, તેને કહ્યું: “તમારા નવા માણસને રજા આપો!”

“કોને?”

“જે તારો મૅનેજર થઈને આવ્યો છે તેને.”

“કેમ, તેનો શો વાંક છે?”

“મારી સાથે તે વિનયપૂર્વક વર્ત્યો નથી.”

“શું કર્યું છે?”

“મેં બોલાવ્યો ત્યારે આવ્યો નહિ—નોકરને મોંએ કહેવડાવ્યું કે ‘મને વખત નથી—ફુરસદે આવીશ’.”

કમળાએ હસીને કહ્યું: “વખત નહિ હોય. વખત ન હોય તો કેવી રીતે આવે?”

કાશીનાથ સ્ત્રીના મોં સામે જોઈ બોલ્યો: “ઠીક વખત નહોતો એટલે જાણે આવી ન શક્યો, પણ મેં જાતે જઈ જ્યારે રૂપિયા માગ્યા, ત્યારે કહે કે ધણીના હુકમ વગર નહિ અપાય.”

કમળા મીઠું હસીને બોલી: “કેટલા રૂપિયા માગેલા?”

“પાંચસો.”

“ન આપ્યા?”

“ના. મને રૂપિયા આપવાની તેં શું ના કહી છે?”

“હા, ફાવે તેમ રૂપિયા ઉડાડી દેવાની મારી ઇચ્છા નથી.”

કાશીનાથ—જડ જેવા કાશીનાથને પણ હૃદયમાં આઘાત થયો. આવી વર્તણૂક અને આવા શબ્દો તેણે પહેલાં કદી અનુભવ્યાં નહોતાં. ભારે ક્ષોભ પામી તે બોલ્યો: “મને આપવા એનું નામ શું ઉડાડી દેવા?”

“એમે તે રીતે હો, પણ બગાડવા એટલે જ ઉડાડી દેવા.”

“જરૂર પડે વાપરવા એ બગાડ્યા ન કહેવાય.”

"શી જરૂર છે ?"

"એક જણને આપવા પડે તેમ છે."

"આપવા તો પડે, પણ લાવશો ક્યાંથી ? તમારા હોય તો આપો, હું ના કહેવા નહિ આવું." કાશીનાથ બોલ્યો નહિ; આ શબ્દો તેના કાનમાં અગ્નિબાણ જેવા વાગ્યા. બહાર આવી તેણે પોતાનું ઘડિયાળ, વીંટી વગેરે વેચી નાખી પાંચસો રૂપિયા વૈદ્યનાથ મોકલાવી દીધા. નીચે લખી જણાવ્યું કે: "હવે વધુ માગીશ નહિ, બહેન ! મારી પાસે હવે કંઈ જ નથી."

તે દિવસથી કાશીનાથ હવે એ ઓરડામાં પ્રવેશ જ કરતો નથી; કમળા પણ કંઈ પરવા કરતી નથી. આમ ને આમ કેટલાક દિવસો જતાં એક દિવસ એક નોકરે આવી કહ્યું: "એક બ્રાહ્મણ આપને મળવા આવ્યો છે."

બીજી જ પળે કાશીનાથની અનુમતિની વચ્ચે એક વૃદ્ધ બ્રાહ્મણ હાથમાં જનોઈ વીંટાળી પાસે આવી ઊભો, અને બોલ્યો: "આપ મોટા માણસ છો, બ્રાહ્મણને ભિખારી ના કરી મેલશો."

કાશીનાથે ગભરાઈને પૂછ્યું: "શું થયું છે ?" બ્રાહ્મણે જવાબ દીધો: "આપની પાસે તો કેટલુંયે છે, પણ મારી પાસે આટલી આ જમીન સિવાય બીજું કંઈ નથી; એટલું હવે ખૂંચવી ના લેશો." બોલતાં બોલતાં બ્રાહ્મણ રડી પડ્યો.

કાશીનાથે મૂંઝાઈને બ્રાહ્મણનો હાથ પકડી પાસે બેસાડી પૂછ્યું: "બધી વાત માંડીને કહો."

બ્રાહ્મણે રોતાં રોતાં કહ્યું: "આપ તો ધાર્મિક પુરુષ છો, સોગન ખાઈને કહો જોઉં, પેલી ઈનામી જમીન મારી નથી ?"

"કોણ કહે છે કે તમારી નથી ?"

"ત્યારે આપના નવા મૅનેજર વિજયબાબુએ મારા પર ફરિયાદ

શાની કરી છે?"

"ફરિયાદ કરી છે? મને તો કંઈજ ખબર નથી."

સમન્સ બતાવી બ્રાહ્મણ બોલવા લાગ્યો: "કેસ થયો છે, એટલે હવે તો હું પણ કેસ કરીશ, અને આપને સાક્ષીમાં બોલાવીશ. હું ગરીબ રહ્યો. આપની સાથે લડવું મને શોભે નહિ; પણ ભિખારી થતાં પહેલાં, મારી મિલકત એમ સહેજમાં છોડી દેવાનો નથી!" બ્રાહ્મણને ક્રોધમાં ચાલ્યો જતો જોઈ કાશીનાથે તેનો હાથ ઝાલી ફરીથી બેસાડી કહ્યું: "સુતર ઊકલે એવો પ્રયત્ન હું કરી જોઈશ; બાકી પછી તમે તમને ઠીક લાગે તેમ કરજો."

કાશીનાથે બ્રાહ્મણને વિદાય કરી વિજયબાબુને બોલાવી કહ્યું: "એ જમીન આપણી નથી; બિચારા બ્રાહ્મણને નાહક શું કરવા સતાવો છો?"

"ધણીનો હુકમ છે."

કાશીનાથે ક્રોધે ભરાઈ કહ્યું: "ધણીએ શું પારકાની મિલકત પચાવી પડવાનું શિખવાડયું છે?"

"એ આપણી મિલકત છે."

"ના, તમારી નથી."

વિજયબાબુ પળવાર મૌન રહી બોલ્યા: "હું તો માત્ર નોકર છું. જેવો હુકમ મળ્યો, તે પ્રમાણે અમલ કર્યો છે, અને કરીશ."

આ સંબંધમાં કમળા આગળ વાત કરતાં કાશીનાથને સંકોચ થતો હતો, તોપણ તે બોલ્યો: "એ જમીન તારી નથી; બ્રાહ્મણનું બ્રહ્મસ્વ આમ ખૂંચવી ના લેતી."

"હું ખૂંચવી લઉં છું એવું કોણે કહ્યું?"

"ગમે તેણે; એ જમીન તારી નથી. એથી જૂઠી ફરિયાદ કરવાની વિજયબાબુને ના કહી દે."

કમળા ચિડાઈ જઈ બોલી: " વિજયબાબુ અનુભવી માણસ છે, પોતે શું કરવું તેની એને સમજ છે. તેમના કામમાં માથું મારવાની તમારે કંઈ જરૂર નથી."

કેટલાક દિવસ પછી કેસ ચાલ્યો. સાક્ષીના પાંજરામાં ઊભા રહી કાશીનાથે જણાવ્યું: " હું મારા સ્વર્ગસ્થ સસરાજીના વખતથી મિલકત સંભાળતો આવ્યો છું, અને પછીથી મેં પોતે પણ ઘણા વખત સુધી દેખરેખનું કામ કર્યું છે. મને બરાબર ખબર છે કે એ જમીન કમળાદેવીની નથી."

વિજયબાબુ કેસ હારી જઈ વીલે મોંએ પાછા આવ્યા. સામા પક્ષવાળાઓ બંને હાથ ઊંચાં કરી કાશીનાથને આશીર્વાદ આપતા ઘેર ગયા.

૯

**પડદા** આગળ ઊભા રહી વિજયબાબુ કેસનું વિસ્તારથી વિવરણ કરી છેવટે પોતાની ટીકા-ટિપ્પણી અને મતામત પ્રકટ કરી બોલ્યા: " કેવળ જમાઈબાબુને લીધે જ આપણે આ કેસ હારી બેઠા." આ સાંભળી પડદા પાછળ કમળા એકની દશગણી ફૂલવા લાગી. બહુવાર પછી અંદરથી તે બોલી: " તમે અંદર આવો, ખૂબ વાત કરવાની છે." વિજયબાબુએ અંદર પ્રવેશ કર્યો. બંને જણ વચ્ચે લાંબો વખત સુધી ધીમે ધીમે વાતો થઈ. પછી વિજયબાબુ બહાર ચાલ્યા ગયા.

ઘણે દિવસે આજે કાશીનાથના જમવાના વખતે કમળા આવીને બેઠી. અત્યારે તે પહેલાં જેવી ઉગ્ર દેખાતી નહોતી, પણ સંપૂર્ણ શાંત અને સ્થિર હતી. થોડીવાર રહી કમળા બોલી: " ઘરભેદુ વિભીષણને લીધે સોનાની લંકાનગરી બળીને ખાખ થઈ ગઈ હતી, એ ખબર છે?"

જમતાં જમતાં કાશીનાથે જવાબ દીધો: " હા."

કમળાએ કહ્યું: " હાસ્તો. એ પણ પારકાનું અન્ન ખાઈને જ મોટો થયેલો ને!" કાશીનાથ કંઈ બોલ્યો નહિ.

કમળા પળવાર ચુપ રહી, ફરી બોલી: "એટલે હું તો એ જ વિચાર કર્યા કરું છું કે જનમથી જે પારકાનું ખાઈ મોટો થયો છે, અને આજે પણ પારકાનું ન ખાય તો જેને ભૂખે મરવાની ઘડી છે એને વળી સાચું બોલવાનો શોખ શો! અને આટલો મદ વળી શો?" કાશીનાથ મૂંગો મૂંગો એક પછી એક કોળિયો મોંમાં મૂકવા લાગ્યો.

"જેનું ખાય તેના ગળા પર છરી ફેરવતાં કસાઇને પણ દયા આવે."

"કમળા!"

"જે બૈરીને પૈસે પેટ ભરે છે, તેને આટલું ગુમાન રાખવું શોભતું નથી. દહાડે દિવસે તમારી વર્તણૂક એવી થતી જાય છે, કે જો આંખની શરમ ન હોત તો—"

કાશીનાથ હસીને બોલ્યો: "ઘરમાંથી કાઢી મૂકત?"

"જરૂર કાઢી મૂકત."

અડધું ખાધેલું અન્ન ઠેલી દઈ કાશીનાથ કમળા તરફ સ્થિર નજરે જોઈ રહી બોલ્યો: "કમળા! આજ પહેલાં હું કદી ગુસ્સે થયો નથી, કદીયે તને મેં એક કઠોર શબ્દ સરખો કહ્યો નથી; પરંતુ અત્યારે તું બોલી એવું મને કદી કોઈએ સંભળાવ્યું નથી. આજથી હવે હું તારું અન્ન કદી મોંમાં મૂકવાનો નથી, જો આમ કરવાથી તું સુખી થતી હોય તો." કાશીનાથ ઊઠી ઊભો થયો.

કમળા પણ ગર્વથી ઊભી થઈ બોલી: "એકવચની હો, માણસ હો તો તમારું બોલ્યું પાળજો."

"હું તો પાળવાનો જ છું. પણ તું જે શબ્દો બોલી છે, એ સદાને માટે તારા દુશ્મન બની રહેશે. હું તો તને માફ કરું છું, પણ શું પરમાત્મા તને માફ કરવાના છે?"

કમળા વધારે ભભૂકી ઊઠી: "તમારા શાપથી મારું કંઈ જ બગડવાનું નથી."

"ભલે. ભગવાન જાણે છે કે હું તને શાપ દેતો નથી. ઊલટો આશીર્વાદ દેતો જાઉં છું—ધર્મબુદ્ધિ રાખી સુખી થજે."

બહાર નીકળી કાશીનાથે વ્યાકરણ, સાહિત્ય, દર્શન, સ્મૃતિ, બધું એકએક ફાડી નાખી બહાર ફેંકી દીધું. નોકરચાકરોને બોલાવી પોતાની પાસે જે કંઈ હતું, તે વહેંચી આપ્યું. પછી રાતે કમળાના ઓરડા આગળ જઈ બારણાં ખખડાવી બૂમ મારી: "કમળા!" એ જાગતી હતી, પરંતુ જવાબ દીધો નહિ. બારણાં અંદરથી બીડેલાં નહોતાં; કાશીનાથે ધક્કો મારી અંદર જઈ જોયું તો કમળા આંખો મીંચી પથારીમાં પડી હતી. પાસે બેસી માથે હાથ ફેરવી કાશીનાથે ફરી બોલાવી: "કમળા!"

પણ જવાબ ન મળ્યો.

"જતાં જતાં આશીર્વાદ દેતો જાઉં છું." કહી કાશીનાથ ધીમે પગલે બહાર નીકળી ગયો.

કાશીનાથ ગયા પછી કમળા પથારીમાંથી ઊઠી બારીએ આવી બેઠી. બેઠાં બેઠાં સવાર થવા આવી જોઈ તે ફરીથી પથારીએ પડી સૂઈ ગઈ. ઊંઘ ઊડી ગઈ ત્યારે કમળાએ જોયું તો તડકો ચડી ગયો હતો, અને આખા ઘરમાં ભીષણ કોલાહલ મચી ગયો હતો. સંપૂર્ણ જાગ્રત થાય તે પહેલાં જ એક દાસી દોડતી આવી ચીસ પાડી બોલી: "હાય રે, સત્યાનાશ થઈ ગયું—મા, જમાઈબાબુનું ખૂન થઈ ગયું છે." કોઈના શરીર પર કકડતા તેલની કઢાઈ ઊંધી વળે અને તે જેમ થરથરી ઊઠે, તેમ થરથરતી ધ્રૂજતી કમળાએ નીચે આવી પૂછ્યું, "એકદમ ખૂન થઈ ગયું છે?"

કોઈએ જવાબ દીધો: "એકદમ."

અરધે કપડે કમળા જ્યારે બહારના ખંડમાં ધસી આવી ત્યારે લોહીમાં તરબોળ બેભાન કાશીનાથ એક સોફા ઉપર પડ્યો હતો; આખા શરીર પર ધૂળ અને લોહી જામી ગયાં હતાં; નાક, મોં અને

આંખો પર લોહીની ધારાઓ છૂટી ત્યાં જ સુકાઈ ગાંઠો બંધાઈ ગઈ હતી. કમળા એક ચીસ નાંખી ભોંય પર મૂર્છિત થઈ પડી ગઈ!

આખા ગામમાં વાત ફરી વળી કે જમીનદારના જમાઈબાબુ અંધારી રાત્રે એકલા ક્યાંક જતા હતા, ત્યાં રસ્તામાં તેમનું ખૂન થઈ ગયું છે.

બે દિવસ પછી કાશીનાથને ભાન આવતાં, પોલીસના અમલદારે પૂછ્યું: "બાબુ, કોણે આ દશા કરી?" કાશીનાથ ઊંચે નજર કરી બોલ્યો: "એણે કરી છે." વૃદ્ધ જમાદાર ત્યાં ઊભો હતો; તેની આંખોમાંથી પાણી પડવા માંડ્યું. સાહેબે ફરીથી પૂછ્યું: "બાબુ, તે લોકોને કોઈને તમે ઓળખી નહિ શક્યા?"

કાશીનાથ અસ્ફૂટ સ્વરે બોલ્યો: "હા." સાહેબ તલપાપડ થઈ બોલ્યા: "કોણ કોણ હતા?"

કાશીનાથ જરાવાર મૂંગો રહી બોલ્યો: "હું ખોટું બોલ્યો, હું ઓળખી નહોતો શક્યો."

સાહેબે ફરી બે વખત પૂછી જોયું, પણ ફોગટ. કાશીનાથ આગળ કંઈ જ બોલ્યો નહિ. બીજે દિવસે જમાદારને બોલાવી કહ્યું: "વૈદ્યનાથમાં મારી બહેન બિંદુવાસિની રહે છે, તેને જરા મળવું છે; તેને તેડી લાવવા કોઈને મોકલો."

ત્રીજે દિવસે બિંદુવાસિની અને યોગેશબાબુ આવી પહોંચ્યા. બિંદુ કઠણ કાળજાની હતી; કમળા જેવી ઢીલીપોચી નહોતી. તેણે ચીસ પણ પાડી નહિ કે મૂર્છા ખાઈ પડી પણ ન ગઈ. કેવળ આંખો લૂછી રડતે સ્વરે બોલી: "કાશીદાદા, કોણે આ દશા કરી?"

"શી રીતે ખબર પડે?"

"કોઈના પર વહેમ જાય છે?"

"એવું મને પૂછીશ નહિ, બહેન." બિંદુ ચુપ થઈ કાશીનાથના મોં સામે જોઈ રહી.

સૌ જાણતા હતા કે કાશીનાથ આ ઘાતમાંથી બચવા પામવાનો નથી. મોત જાણે ધીરે ધીરે પાસે આવવા માંડયું. આજે મધરાતે તાવના ઘેનમાં તરફડતાં તરફડતાં કાશીનાથ ચીસ પાડી ઊઠયો: “ બોલ તો કમળા, આ કામ તેં નથી કર્યું?” બિંદુએ પાસે આવી દાદાના મોં આગળ મોં લઈ જઈ પૂછ્યું: “ શું કહો છો દાદા?”

કાશીનાથે બિંદુને કમળા માની બંને હાથ પહોળા કરી તેને ગળે વીંટાળી દઈ કરુણ કંઠે ફરીથી કહ્યું: “ હું મરીને પણ સુખી થવાનો નથી. કમળા, કેવળ એક વાર બોલ, બોલ, આ કામ તેં કરાવ્યું નથી?”

## ૧૦

**બેભાન** થઈને, તંદ્રામાં પડી હોય તેમ કમળાના ત્રણ દિવસ પસાર થઈ ગયા. તેને વિષે દાક્તરને મનમાં ખૂબ ભય હતો, તેથી તેમની સલાહ મુજબ અત્યંત ચિંતાતુર ભાવે સૌ તેને ઘેરીને બેઠાં હતાં. આજે ત્રણ દિવસ સતત સેવાચાકરી અને પરિશ્રમ પછી, સાંજે તેને ભાનમાં લાવી ઉઠાડી બેઠી કરી.

પોતાનું માથું ખોળામાં લઈને બેઠેલી કોઈ અજાણી સ્ત્રીને કમળા ધારી ધારીને જોઈ રહી.

તેણે પૂછ્યું: “ તમે કોણ છો?”

અજાણી સ્ત્રીએ કહ્યું: “ હું બિંદુ, તમારા પતિની બહેન.”

કમળા કેટલીયે વાર સુધી ટગરટગર તેના મોં સામે તાકી રહી; પછી હાથવડે ઈશારો કરી ઘરનાં સૌ માણસોને બહાર કાઢી મૂકી, ધીરેધીરે બોલી: “ હું ક્યારનીય આમ બેભાન થઈ પડી રહી છું, ઠાકુરઝિ!' બિંદુએ કહ્યું: “ પરમ દહાડે સવારના બેભાન થઈ પડી હતી વહુ, ત્યારથી હજી સુધી તને ભાન આવ્યું નથી.”

“ પરમ દહાડે!” કમળા જરા ચમકી, પછી સ્થિર થઈ માથું નીચું ઘાલી સ્તબ્ધ થઈ બેસી રહી. બહુ વાર સુધી તે કંઈ પણ ન

બોલવાથી બિંદુએ શંકાશીલ ચિત્તે તેનો જમણો હાથ પોતાના હાથમાં ખેંચી લઈ તેને બોલાવી: " વહુ ! "

કમળાએ મોં ઊંચું કર્યા વગર જવાબ દીધો. તે બોલી: " ગભરાશો નહિ, ઠાકુરઝિ, હવે હું બેભાન થવાની નથી."

પોતાના દિલમાં તે પોતાને ભાનમાં લાવવા માટે નિઃશબ્દ તનતોડ પ્રયત્ન કરી મથી રહી છે, તે બિંદુ સમજી શકી. તેથી તે ધીરજ રાખી ચુપ રહી.

વળી કેટલોક વખત આમ શાંત સ્વસ્થ બેસી રહ્યા પછી કમળા બોલી: " મને લઈને તમે આમ બે દિવસથી બેસી રહ્યાં છો ઠાકુરઝિ, મારી આવી સેવા કરવાનું તમને શી રીતે મન થયું ? હું પોતે તો કદી એમ કરી શકું નહિ. "

બિંદુ એનું બોલવું બરાબર સમજી ન શકવાથી બોલી: " કેમ મન ન થાય, વહુ ? તું કંઈ મારે પરાઈ નથી. આપણો પરિચય નથી એટલે શું થઈ ગયું ? પરંતુ જેમ દાદા છે, તેમ તું પણ મારું અંગનું માણસ છેને ! જેમ તેમની તેમ તારી પણ સેવા કરવી એ મારું કામ છે. વહુ, તું તો જાણતી નથી, પણ આવી ત્યારથી કેવી રીતે મારો દિવસ જાય છે, તે એક ભગવાન જાણે છે. ઘડીમાં દાદાની પાસે, તો ઘડીમાં તારી પાસે. તેમની પાસે જાઉં છું ત્યારે તારી ચિંતાથી દિલમાં ફફડાટ થાય છે, અને તારી પાસે આવીને બેસું છું ત્યારે તેમની ચિંતાથી બાવરી બની જાઉં છું. આ બપોર પછી જરા કરાર થવાથી ઊંઘે છે એ જોઈ, તારી પાસે આવી શાંતિથી બેસવા પામી છું. આ ઘાતમાંથી દાદા બચી જશે એવી તો કોઈનેય આશા નહોતી, વહુ! "

કમળા બોલી ઊઠી: " બચી ગયા છે ? "

બિંદુએ ડોકું હલાવી કહ્યું: " હા, હા; દાક્તર કહે છે, ' હવે બીવાનું કારણ નથી; તાવ ઓછો થઈ ગયો છે. "

કમળાનું મોં એકાએક ઝળહળી ઊઠી બીજી જ ક્ષણે મડદા જેવું

ફિક્કું પડી ગયું, પગથી માથા સુધી તેનું આખું શરીર એક વાર થરથર કંપી ઊઠયું, અને બીજી જ પળે તે ભાન ભૂલી બિંદુના ખોળામાં ઢળી પડી.

બિંદુએ હોહા કરી કોઈને અંદર બોલાવ્યાં નહિ, તેનું માથું ખોળામાં લઈ શાંતિથી પંખો નાખવા લાગી. આ છોકરીના સ્વભાવમાં જ કેવું ભારે ધૈર્ય રહેલું હતું, તેની પરીક્ષા તેના પતિની માંદગી દરમિયાન થઈ ગઈ હતી. ખુદ મૃત્યુ પણ જેના પતિના ઓશીકે આવી બેસી જેને લેશમાત્ર ગભરાવી શક્યું નહોતું, તે અત્યારે કમળાને માટે કેમ ગભરાઈ ઊઠે? થોડી વાર પછી ભાન આવતાં આંખો ઉઘાડી કમળાએ ધારી ધારીને જોઈ લીધું કે પોતે ક્યાં છે, પછી એ જ ખોળામાં ઊંધી પડી. જોરથી છાતી દબાવી રડવા લાગી.

તે રુદન એટલું તો ગાઢ અને એટલું તો ભારે હતું કે તે બિંદુના ખોળામાં જ સુકાઈને ઠરી જવા લાગ્યું! તેનો લેશ માત્ર તરંગ પણ એ ઓરડાની બહાર કોઈને કાને પડ્યો નહિ. બહાર કોઈ હતું નહિ. રાતનું અંધારું વધતું જતું હતું; કેવળ હતી આ ઝાંખા પ્રકાશવાળા ઓરડામાં આ બે યુવતીઓ—એક જણ પોતાના ઘેરાયેલા હૃદયની સમસ્ત જ્વાળા બીજીના ગંભીર શાંત ખોળામાં ખાલી કરી રહી હતી.

ધીમેધીમે શાંત થઈ કમળાએ પતિ સંબંધી ઘણા સવાલો પૂછ્યા; પરંતુ તેણે પોતે જઈને તેમને જોવાની ઇચ્છા કેમ બતાવી નહિ, તે બિંદુને કેમે કર્યું સમજાયું નહિ. એક વાર તો તેણે એમ પણ મન મનાવવા પ્રયત્ન કર્યો કે મોટાં માણસોનાં શિક્ષણ અને સંસ્કાર જ કદાચ આવાં હશે. સેવાચાકરીનો ભાર નોકરચાકર ઉપર નાખી બહારથી જ ખબર પૂછી લેવાનો એમનો નિયમ હશે. ત્યાં તો એકાએક કમળાએ પૂછ્યું: "હેં, ઠાકુરઝિ! તમારા દાદાને ભાન આવ્યા પછી, મને કદી યાદ કરી હતી?"

"એક વખત કરી હતી."—બોલીને બિંદુ એકદમ રહી ગઈ. કમળા એ સમજી ગઈ, પરંતુ કંઈ પૂછ્યા વગર કેવળ ઉત્સુક વ્યાકુળ નજરે બિંદુના મોં સામે જોઈ રહી.

બિંદુ પળ વાર શાંત રહી પછી બોલી: "દાદાને ભાન આવ્યું ત્યારે તું હઈશ એમ ધારીને મને ગળે વળગી પડી બોલી ઊઠ્યા હતા: 'બોલ તો કમળા, આ કામ તેં નથી કર્યું? હું મરીને પણ સુખી થવાનો નથી; કમળા, કેવળ એક વાર બોલ, બોલ, આ કામ તેં કરાવ્યું નથી?"

કમળા શ્વાસ રોકી રાખી બોલી: "પછી?"

બિંદુએ કહ્યું: "હું તો સમજતી નથી વહુ, કે કઈ વાત તેમને જાણવી છે."

"પણ હું જાણું છું ઠાકુરઝિ, એમને શું જાણવું છે તે." આમ બોલી કમળા એકદમ ટટાર બેઠી થઈ ગઈ.

બિંદુ કમળાનો હાથ પકડી લઈ બોલી: "તમે ત્યાં જશો નહિ, વહુ!"

"કેમ ના જાઉં?"

"દાક્તરે મના કરી છે, તમે જશો તો દુઃખ વધશે."

"મારું દુઃખ મારા કરતાં શું દાક્તર વધારે જાણવાનો હતો, ઠાકુરઝિ? હું તો તેમની પાસે જ આ ચાલી; ઊંઘ ઊડી જતાં ફરી પૂછે, તો મારે તેનો જવાબ દેવો પડશે ને?"

આમ કહી કમળા બિંદુનો હાથ હાથમાં લઈ નમ્ર કંઠે બોલી: "મારાથી માથું ટટાર રાખી ચલાશે નહિ, બહેન. દયા કરી મને એક વાર તેમની પાસે મૂકી આવો, ઠાકુરઝિ."

મનમાં ને મનમાં તે બોલી: "હાથનો ચૂડો અત્યાર સુધી અખંડ રાખ્યો છે, તો હે દયાળુ! ખરાખોટાનો ઈન્સાફ કરી હવે

તે ખૂંચવી લઈશ નહિ. દંડ મારો ક્યાં ગયો છે—એ તો બધો યે હજી માથે બાકી છે. કેવળ આટલું કરો પ્રભુ, તમારી તમામ કઠોર સજા હસતે મોંએ માથે ઝીલી શકું, એટલો મારો માગ રહેવા દેજો."

સ્વામીના ઓરડામાં પેસતાં કમળા કેમે કરી પોતાને સ્વસ્થ રાખી શકી નહિ. બે દિવસના ઉપવાસથી ક્ષીણ થયેલું તેનું શરીર અને તેથી યે વધારે દુર્બલ મગજ ચકરી ખાઈ સ્વામીના પગ આગળ તૂટી પડ્યું.

કાશીનાથ જાગતો હતો. કોઈક તેના પગ આગળ બિછાના ઉપર પડ્યું, એટલું તે સમજ્યો, પણ માથું ઊંચું કરી જોવા જેટલી તેનામાં શક્તિ નહોતી. તેણે પૂછ્યું: "કોણ બિંદુ?"

બિંદુએ કહ્યું: "ના દાદા, વહુ છે."

"કમળા? તું અહીં ક્યાંથી?"

જવાબ બિંદુએ દીધો. ઓશીકા આગળ બેસી તે મૃદુ કંઠે બોલી: "સંભાળી ન શકાયું એટલે ચકરી ખાઈ પડી ગઈ છે, દાદા!"

કાશીનાથ શાંત રહ્યો; બિંદુએ ફરીથી કહ્યું: "આજે રાતે આવવાની મેં ના કહી હતી. મને ખાતરી હતી કે બે દિવસે હમણાં જરા ભાન આવ્યું છે; એ કેમે કરી અહીં આવી સ્વસ્થ રહી શકવાની જ નથી."

સ્વામીના પગોમાં માથું છુપાવી કમળા નિઃશબ્દ પડી હતી. તેનાં સતત વહેતાં ઊનાં આંસુની ધારા કાશીનાથ પોતાના ઠંડા પગ પર પડતી અનુભવી રહ્યો હતો; તેથી જ ધીરે ધીરે બોલ્યો: "હાં, બહેન, એ ન આવી હોત તો જ સારું થાત."

કમળા તરફ જોતાં બિંદુની પોતાની આંખોમાં આંસુ આવી ગયાં હતાં; પાલવ વડે તે લૂછતી લૂછતી બોલી: "પણ એમ કંઈ રહેવાય દાદા? તમે સાજા થઇ જાઓ. પણ આ બે દિવસ વહુના કેવી રીતે વીત્યા છે, તે એક હું જાણું છું ને બીજો ભગવાન જાણે છે.

એ પોતે પણ નહિ જાણતી હોય."

ભગવાનનું નામ સાંભળી કાશીનાથે આંખો મીંચી તેની બાહ્ય દૃષ્ટિ પલકમાં ખેંચી લઈ ભીતર તરફ વાળી—જ્યાં સમસ્ત વિશ્વના સ્ત્રીપુરુષોના અંતર્યામી સદાસર્વદા વિરાજમાન છે, તેમનાં શ્રીચરણમાં જાણે આ પ્રશ્ન નિવેદન કરી દઈ તે પળ વાર રાહ જોઈ રહ્યો; પછી આંખો ઉઘાડી બોલ્યો: "હવે મારો જીવ ભયમાં નથી, કમળા! ઊઠ, બેઠી થા."

બિંદુએ કહ્યું: "દાદા, તમે જે વાત મને પૂછી હતી, તેનો જવાબ દેવા વહુ તમારી પાસે આવી છે."

કાશીનાથના ફિક્કા હોઠ પર હાસ્ય ફરક્યું; તે બોલ્યો: "હવે કોઈને કશાનો જવાબ દેવાનો નથી, બિંદુ! તે બે દિવસ બેભાન થઈ પડી હતી, તેમાં જ મને બધો જવાબ મળી ગયો છે!"

આમ કહી ડાબા હાથના ટેકા પર કાશીનાથ ઊઠી બેઠો થયો અને જમણા હાથે કમળાનું માથું જોરથી ઊંચું કરવાનો પ્રયત્ન કરી તેને બોલાવી: "કમળ!"

કમળાએ જવાબ દીધો નહિ; તેટલા જ જોરપૂર્વક પગ ઉપર માથું દબાવી રાખી તે પડી રહી; તેની આંખોમાંથી ચોધાર આંસુ પડતાં જ રહ્યાં.

બિંદુ ગભરાઈ ઊઠી: "તમે ઊઠશો ના, દાદા! દાક્તરે કહ્યું છે, ફરી જો—"

કાશીનાથે હસતે મોંએ કહ્યું: "દાક્તર ગમે તે કહે, બહેન! હું તને કહું છું, હવે ભય નથી. આ ફેરે તમે સૌએ મને પાછો આણ્યો છે."

પછી કમળાના સૂકા વાળ હાથમાં લઈ પળ વાર ચૂપકીથી રમાડી કાશીનાથ ફરીથી સૂઈ ગયો.

# આલો અને છાયા
## [ બીજી વાર્તા ]

૧

**પહેલેથી** જો તમે માની બેસો કે એવું કદી બને જ નહિ તો તો હું લાચાર છું. અને જો એમ કહો, કે એવું બને પણ ખરું, દુનિયામાં કંઈ કેટલુંયે બને છે, બધું બધું જ આપણે જાણીએ છીએ ?—તો પછી આ વાત વાંચી નાંખો. મને ખાતરી છે કે એથી કશું ભયંકર નુકશાન થવાનું નથી. અને વાત લખતી વખતે એવી કંઈ પ્રતિજ્ઞા લઈને લખવા બેસાતું નથી કે રજેરજ બસ સાચું જ કહીશ. એક બે લીટી ખોટી હોય તો યે શું? જરા મતભેદ રહ્યો તો યે શું ? એમાં આપણું શું લૂંટાઈ ગયું ?

ત્યારે હવે, નાયકનું નામ હતું "યજ્ઞદત્ત મુખર્જી" પણ સુરમા એને "આલો[1] મોશાઈ" કહી બોલાવતી. નાયિકાનું નામ તો તમે સાંભળ્યું. પણ યજ્ઞદત્ત એને "છાયાદેવી" કહેતો. કેટલાય દિવસ લગી તેમનો ઝઘડો ચાલ્યો કે કોણ 'આલો' ને કોણ 'છાયા ?'

---

૧ आलोक: એટલે પ્રકાશ. મોશાઈ એ મહાશયનું ટૂંકું રૂપ છે.

કેમે કર્યો નિર્ણય થાય નહિ. આખરે સુરમાએ સમજાવી દીધું: "એટલું યે તમારી સૂક્ષ્મ બુદ્ધિમાં ઊતરતું નથી કે તમે ના હો તો મારું ક્યાંયે સ્થાન જ નથી, પરંતુ હું ન હોઉં છતાં તમે તો ચિરકાલ ચિરંજીવી છો? એટલે જ તમે 'આલો' ને હું 'છાયા.'"

યજ્ઞદત્ત હસ્યો: "એકતરફી હુકમનામું જોઈતું હોય તો એમ, પણ ન્યાય કંઈ ખરો થયો નહિ."

સુરમા: "ન્યાય તો ખૂબ સરસ થયો છે, બરાબર થયો છે, અજબ થયો છે. આલો મોશાઈ! હવે ઝઘડો કર્યે ચાલશે નહિ, તમે આલો મહાશય, ને હું શ્રીમતી છાયાદેવી!" બોલતાં બોલતાં છાયાદેવીએ આલો મહાશયને અનેક પ્રકારે વ્યાકુળ કરી નાખ્યો.

વાત એટલે સુધી તો આવી. પરંતુ હવે પાછું તમારી સાથે જ દ્વંદ્વયુદ્ધ ના જામે તો સારું.

તમે કહેશો, એ બે જણાં સ્ત્રીપુરુષ છે?

હું કહીશ સ્ત્રીપુરુષ ખરાં, પણ પતિપત્ની નહિ.

જરૂર તમે આંખ લાલ કરશો: "ત્યારે શું અવિધિપૂર્વકનો પ્રણય?"

હું કહીશ: "અત્યંત શુદ્ધ સ્નેહ."

કેમે કર્યો તમને વિશ્વાસ આવશે નહિ, મોં ભારે કરી પૂછશો: "ઉંમર કેટલી?"

હું કહીશ: "આલોની ઉંમર તેવીસ અને છાયાની અઢાર." આ પછી પણ જો સાંભળવું હોય તો શરૂ કરું છું.

યજ્ઞદત્તની દાઢી આછી કાપેલી હતી; આંખે ચસમાં, માથામાં લવંડરની ખુશબો, ડિલ પર કરચલી પાડેલું ઢાકાનું ધોતિયું, ખમીસમાં અત્તરો લગાડેલાં, પગમાં મખમલની કારીગરીવાળાં સ્લીપર, તેના પર છાયાએ પોતાને હાથે ફૂલ ગૂંથ્યાં હતાં. લાયબ્રેરીમાં એક

ઓરડો ભરીને પુસ્તકો અને ઘરમાં પુષ્કળ દાસદાસી. ટેબલ આગળ બેસીને યજ્ઞદત્ત પત્ર લખતો હતો. સામે મોટો અરીસો હતો. પડદો ખેસવીને છાયાદેવીએ સાવધાનીપૂર્વક પ્રવેશ કર્યો. ચુપચાપ આવીને આંખ દાબવાની એની ઇચ્છા હતી. પીઠ આગળ આવીને હાથ લંબાવવા જતાં સામેના અરીસામાં નજર પડી. જોયું તો યજ્ઞદત્ત તેના તરફ જોઈને મોં મલકાવી હસતો હતો. સુરમા પણ હસી પડી. બોલી: “ કેમ જોઈ ગયા ? ”

યજ્ઞ : એ કંઈ મારી ભૂલ છે ?

સુરમા : તો કોની ?

યજ્ઞ : અરધી તારી અને બાકીની અરધી આ અરીસાની.

સુરમા : હમણાં જ એને હું ઢાંકી દઉં છું.

યજ્ઞ : તે ઢાંકી દે, પણ બાકીના અરધાનું શું થશે ?

સુરમા બે વાર આમ તેમ હાલીને બોલી: “આલો મોશાઈ!”

યજ્ઞ : કેમ છાયાદેવી ?

સુરમા : તમે દૂબળા કેમ પડતા જાઓ છો ?

યજ્ઞ : મને તો એમ લાગતું નથી.

સુરમા : તમે કેમ ખાતા નથી ?

યજ્ઞદત્ત હસી પડી બોલ્યો : સુરો, કજિયો કરવા આવી છે ?

સુરમા : હું......અ.

યજ્ઞ : પણ હું એ માટે તૈયાર નથી.

સુરમા : તમારે લગન કેમ કરવાં નથી ?

યક્ષ : એનો જવાબ તો રોજ એક વાર આપતો આવ્યો છું.

સુરમા : ના, કરવાં જ પડશે.

યજ્ઞ : સુરો, તું કેમ લગન કરતી નથી ?

સુરમાએ યજ્ઞદત્તના હાથમાંથી પત્ર ખૂંચવી લઇને કહ્યું: “ છિ; વિધવાથી તે વળી પરણાય ?”

યજ્ઞદત્ત થોડીક વાર ચૂપ રહીને બોલ્યો: “કાણુ જાણે ? કોઈ કહે છે પરણાય, કોઇ કહે છે ના પરણાય.”

સુરમા : તો પછી મને એવા નિમિત્તની ભાગીદાર બનાવવા કેમ મથો છો ?

યજ્ઞદત્તે દીર્ઘ નિશ્વાસ નાખીને કહ્યું: “ તો શું આખી જિંદગી માત્ર મારી સેવાચાકરી કરીને જ કાઢવી છે ?”

“ હં ” કરીને તે ટપટપ રડી પડી.

યજ્ઞદત્તે આંસુ લૂછી નાંખી પૂછ્યું: “ સુરો, તારા મનની શી ઇચ્છા છે, એ મને મન ખોલીને નહિ કહે ? ”

સુરમા : મને વૃંદાવન મોકલી આપો.

યજ્ઞ : મારા વિના રહેવાશે ?

સુરમાના મુખમાંથી બિલકુલ શબ્દ નીકળ્યો નહિ. જમણી ને ડાબી બાજુએ માથું હલાવવા જતાં આંખનાં આંસુ ફૂવારાની જેમ બહાર કૂદી પડ્યાં.

૨

સુરમા : યજ્ઞદાદા, પેલી વાત ફરી કહોને !

યજ્ઞ : કઇ, સુરમા ?

સુરમા : પેલી...મને વૃંદાવનમાં વેચાતી લીધી હતી તે. કેટલા રૂપિયામાં ખરીદી હતી, હેં ?

યજ્ઞ : પચાસ રૂપિયામાં. ત્યારે હું અઢાર વરસનો હતો. બી. એ. ની પરીક્ષા આપીને પશ્ચિમમાં ફરવા નીકળ્યો હતો. મા ત્યારે જીવતાં હતાં. તેઓ પણ સાથે જ હતાં. એક દિવસ ખરે બપોરે

માલતીકુંજને છેડે વૈષ્ણવીઓનું એક ટોળું ગીત ગાતું આવ્યું. ટોળામાં તને પહેલવહેલી જોઈ. યૌવનને પહેલે પગથિયે પગ માંડ્યા પછી જગત એટલું સુંદર, સુશ્રી દેખાય છે કે માત્ર પોતાની જ બે આંખો વડે એ માધુર્યનો પૂરો ઉપભોગ કરી શકાતો નથી. ઇચ્છા થઈ જાય છે કે બીજી બે મનગમતી આંખો એવી જ રીતે સાથે સાથે એ સૌંદર્યનો ઉપભોગ કરવા લાગે, જો તેને સમજાવતાં કહી શકું—! અરે, આ શું ? સુરમા, રડે છેને ?

સુરમા : ના, તમે તમારે બોલો.

યજ્ઞ : તું એ વખતે તેર વરસની નવી વૈષ્ણવી હતી. હાથમાં મંજીરા લઈને ગીત ગાતી હતી.

સુરમા : જાઓ જાઓ, મને વળી ગાતાં ક્યાં આવડે છે ?

યજ્ઞ : એ વખતે તો આવડતું હતું. ત્યારબાદ બહુ મહેનતે તને પામ્યો. તું બ્રાહ્મણની દીકરી, બાળવિધવા ! મા તારી તીર્થમાં આવી તે આવી, પાછી જઈ શકી જ નહિ, સ્વર્ગે ગઈ. મારાં માની કને તને લઈ ગયો. તેમણે તને છાતી સરસી લીધી—ત્યારબાદ અંતકાળે ફરી પાછાં મને જ સોંપી ગયાં.

સુરમા : યજ્ઞદાદા, તમારું ઘર ક્યાં છે ?

યજ્ઞ : સાંભળ્યું છે કે કૃષ્ણનગરની પાસે.

સુરમા : મારું બીજું કોઈ નથી ?

યજ્ઞ : હું છું એટલે તારે બધું જ છે, સુરમા !

સુરમાની આંખો ફરી પાછી આંસુથી ભીંજાઈ ગઈ. એણે પૂછ્યું: "તમે મને પાછી વેચી ન શકો ?"

યજ્ઞ : ના એ નહિ બને. પોતાની જાતને ન વેચું ત્યાં લગી એમ કેમે નહિ થઈ શકે.

સુરમા કંઈ બોલી નહિ. એવા ને એવા ભાવથી સજલ નયને

તેની તરફ જોઈ રહી. બહુ વાર પછી ધીમે ધીમે બોલી: "તમે મોટા-ભાઈ, હું નાની બહેન—આપણા બેની વચ્ચે એક વહુ લાવોને મોટાભાઈ!"

યજ્ઞ : શું કરવા, કહે જોઉં

સુરમા : આખો દિવસ એને શણગારી કરીને તમારી પાસે હું બેસાડી રાખીશ.

યજ્ઞ : તે શું તું ખરા હૃદયથી કરી શકીશ?

સુરમાએ મોં ઊંચું કરી આંખ ઉપર આંખ માંડીને કહ્યું: "હું તે શું એટલી નીચ છું કે ઇર્ષ્યા કરીશ?"

યજ્ઞ : ઈર્ષ્યા ભલે ન કરે, પણ પોતાનું સ્થાન જતું કરીશ?

સુરમા : જતું શું કરવા કરવું પડે? હું તો રાજાની રાજા જ રહીશ. માત્ર એક મંત્રી નીમીશ. બંને મળીને તમારું રાજ ચલાવવાની ખૂબ મજા પડશે.

યજ્ઞ : જો, છાયા! લગન કરવાનું મને મન નથી; પણ તારે જો એક સાથીની જરૂર હોય તો પરણીશ.

સુરમા : હા, હા, જરૂર પરણો. બહુ જ મજા પડશે. બંને જણાં ખૂબ સુખમાં દિવસો ગાળીશું.

ને પછી મનમાં મનમાં બોલી: "ત્રણે કુળમાં મારે કોઈ નથી. મારે માનઅપમાન પણ નથી. પરંતુ તમે શા માટે મારે લીધે દુનિયાનું કલંક વહોરો? દેવ મારા! તમે લગ્ન કરો. તમારું મોં જોઈને હું બધું ય સહન કરીશ."

૩

**કલકત્તામાં** પડોશીઓની ઘણા ખબર રાખતા નથી. કેટલાક વળી બહુ રાખે છે. જેઓ ખબર રાખે છે તેઓ કહે છે, યજ્ઞદત્ત છોને એમ. એ. પાસ થયો હોય પણ છેક વંઠેલો છે. ઇશારો કરીને

તેઓ સુરમાની વાતનો ઉલ્લેખ કરે છે. સુરમા અને યજ્ઞદત્ત કદીક કદીક તે સાંભળવા પામે છે. સાંભળીને બંને જણાં હસ્યાં કરે છે.

પરંતુ, તમે સારા હો કે ખરાબ હો, પણ મોટા માણસ હશો તો તમારે ઘેર લોકો આવવાનાં જ—ખાસ કરીને સ્ત્રીઓ. કોઈ વળી કહેતુંઃ “સુરમા ! તારા મોટાભાઈનાં લગન કરને !”

સુરમા કહેતીઃ “શોધી આપોને બહેન, કોઈક સારી જોઈને કન્યા !” સુરમાની સખી હસી પડી બોલતીઃ “એ જ છે ને ! સારી કન્યા મળવી મુશ્કેલ છે—તારા રૂપથી જેની આંખ ભરાઈ ગઈ છે એને......”

“આઘી મર, બળ્યા મોંની !” કહેતાં કહેતાં સુરમાનું સમસ્ત મુખમંડળ સ્નેહ અને ગર્વથી લાલ થઈ જતું.

પેલે દિવસે બપોરને વખતે ઝરમર ઝરમર વરસાદ પડતો હતો. સુરમા ઓરડામાં પ્રવેશ કરતાંવેંત બોલી ઊઠીઃ “એક કન્યા પસંદ કરી આવી છું.”

યજ્ઞદત્તઃ હાશ. એક ચિંતા ટળી. ક્યાં પસંદ કરી આવી ? બોલ, જોઉં.

સુરમાઃ પેલા ફળિયાના મિત્તરને ઘરે.

યજ્ઞદત્તઃ બામણ થઈને કાયસ્થને ત્યાં ?

સુરમાઃ કાયસ્થને ઘેર શું બ્રાહ્મણ હોતાં નથી ? એની મા એ ઘેર રાંધે છે. સાંભળ્યું છે કે કન્યા સારી છે. જોઈ આવો ને ગમે તો ઘેર આણો.

યજ્ઞદત્તઃ હું તે શું એવો હતભાગી છું કે આખા દેશનાં ભિખારી સિવાય મને કોઈ ધાન નહિ પૂરે ?

સુરમાઃ ભિખારણ લઈ આવવી એ કંઈ તમારે નવું છે ?

યજ્ઞ: જો પાછી……

સુરમા: ના, જાઓ, જોઈ આવો. ગમી જાય તો 'ના' પાડતા નહિ.

યજ્ઞ: કદી નહિ.

સુરમા: ગમશે રે ગમશે—એક વખત જોઈ તો આવો.

છાયાદેવીએ પછી આલો મહાશયને એવા તો શણગારી દીધા, એટલી તો સુગંધી લગાડીને ચોળી ઘસીને, વાળ હોળી દઈને, આયનાની સામે ઊભા કરી દીધા કે યજ્ઞદત્તને શરમ આવવા લાગી: "છિ: આ તો વધારે પડતું થયું કહેવાય."

સુરમા: તે ભલે છો થયું. જાઓ, જોઈ આવો.

ગાડી કરીને યજ્ઞદત્ત કન્યા જોવા ગયો. રસ્તામાંથી એક મિત્રને પણ સાથે લઈ લીધો. "ચાલ, મિત્તરને ઘેર નાસ્તો કરી આવીએ."

મિત્રે પૂછ્યું: "એટલે ?"

યજ્ઞદત્ત: એ ઘેર એક ભિખારણની કન્યા છે. તેની સાથે લગ્ન કરવાનાં છે.

મિત્ર: શું કહે છે ! આ ભૂત કોણે ભરાવ્યું ?

યજ્ઞ: તમે જેની ઈર્ષ્યા કરી કરી મરી જાઓ છો એ જ છાયાદેવીએ.

યજ્ઞદત્ત મિત્રને લઈને કન્યા જોવા ઓરડામાં પેઠો. છોકરી શેતરંજી ઉપર બેઠેલી હતી. દેશી લુગડું પહેરેલું હતું. પણ તે ધોવાઈ ધોવાઈને જરી ગયેલું હતું; એટલે કોઈ કોઈ ઠેકાણે જાળ જેવું થઈ ગયું હતું. હાથમાં કાચની બંગડી અને એક જોડી આમળાવાળાં તાંબાના જેવા રંગનાં સોનાના બલૈયાં હતાં. વચ્ચે વચ્ચે કોક કોક જગાએ અંદરની લાખ દેખાઈ આવતી હતી. માથામાં એટલું તેલ નાંખેલું હતું કે કપાળ સુદ્ધાં ચકચકાટ મારતું હતું. તાળવા ઉપર સખત ખેંચી બાંધેલો અંબોડો લાકડાના ઠોયાની જેમ ઊંચો ઉપસી આવેલો હતો.

બંને મિત્રો મોં મલકાવી હસ્યા. હસવું દબાવીને છોકરીની તરફ જોઈને યજ્ઞદત્તે પૂછ્યું: "તારું નામ શું?"

છોકરીએ મોટી મોટી કાળી બે આંખો શાંત ભાવે તેના મુખ તરફ રાખીને જવાબ આપ્યો: "પ્રતુલ."

યજ્ઞદત્તે મિત્રનો હાથ દબાવીને ધીમું હસીને કહ્યું: "અરે, ગદાધર તો નથીને?"

મિત્રે સહેજ ધક્કો મારીને કહ્યું: "દાદાગીરી ના કર. જલદી જલદી પસંદ કરી લે."

"હા, આ હમણાં પસંદ કરું..."

"ઠીક—ઠીક, શું ભણે છે?"

"કંઈ નહિ."

"એ વળી વધારે સારું."

"કામકાજ કરતાં આવડે છે?"

પ્રતુલે માથું હલાવ્યું. પાસે જ એક દાસી ઊભેલી હતી; તેણે વ્યાખ્યા કરી બતાવી: "બહુ કામગરી છોકરી છે, ભાઈ! રાંધવું હાંકવું અને સંસારના કામકાજમાં એની માના જેવો હાથ છે. અને મોઢેથી એક શબ્દ પણ બોલે એવી નથી; ખૂબ શાંત છે."

"એ તો સમજ્યો."

"તારા બાપ જીવતા નથી?"

"ના."

"મા પણ મરી ગઈ છે?"

"હા."

યજ્ઞદત્તે જોયું કે આ મૂર્ખ છોકરીની આંખોમાં પાણી ભરાઈ આવ્યાં છે.

" શું તારે કોઈ સગુંવહાલું જ નથી?"

" નાઁ."

" મારે ઘેર આવશે?"

એણે માથું હલાવી કહ્યું: " હા." એ જ વખતે બારી તરફ નજર નાંખતાં જ તેણે જોયું કે ખડખડિયાની ફાટમાંથી બે કાળી આંખો જાણે અગ્નિ વરસાવી રહી હતી. એનાથી બી જઈને એણે કહ્યું: " ના."

બહાર આવતાં મિત્તર મહાશયનો મેળાપ થયો.

" કેમ લાગ્યું?"

" સરસ."

" તો લગ્નનો દા'ડો નક્કી કરીએ."

" કરો."

૪

**બારતેર** વરસના બાળકના હાથમાંથી કોઈક નિર્દય રસહીન વડીલ તેની અરધી વાંચેલી કુતૂહલપૂર્ણ નોવેલ છીનવી લઈ સંતાડી દે તો બિચારા બાળકની કેવી સ્થિતિ થાય? અંદરનો પ્રાણ, એ શુષ્કમુખ શંકાશીલ બાળકને કેટલી વ્યગ્રતાપૂર્વક એક ઓરડેથી બીજે ઓરડે ભટકતો કરી મૂકે! બીતી બીતી બે તીવ્ર આંખો માત્ર પેલી પ્રિય વસ્તુ શોધી કાઢવા કેવી વ્યાકુળ બની જાય! અને જાણે કોઈકની ઉપર ગુસ્સો કાઢવા કેવી તલપાપડ થઈ રહી દેખાય! સુરમા યજ્ઞદત્તને માટે એવા પ્રકારનો તરફડાટ કરવા લાગી. કોણ જાણે શી ચીજ એને ખોળી કાઢવી હશે? ખુરસી, બાંકડો, સોફા, શય્યા, ઓરડો, વરંડો બધાંની ઉપર એ ચિડાવા લાગી. રસ્તા ઉપર પડતી બારી પણ એને રુચી નહિ. ઘડીક અહીંયાં ને ઘડીક પણે બેસવા લાગી. યજ્ઞદત્ત ઓરડામાં દાખલ થયો.

"શું થયું, આલો મોશાઈ?" આલો મહાશયનું મુખ ગંભીર થઈ ગયું.

સુરમા : પસંદ પડી ?

યજ્ઞ : પડી.

સુરમા : લગન ક્યારે ?

યજ્ઞ : લાગે તો છે આ મહિનામાં જ...

આનંદહીન ઉત્સાહથી સુરમા પાસે આવી. પરંતુ કશો ઉપદ્રવ કર્યો નહિ: "મારા સમ, સાચું બોલો."

"કેવી આફત ? સાચું તો કહું છું."

"જૂઠું બોલો તો હું મરું. બોલો, પસંદ પડી ?"

"હા, હા—"

સુરમાને એક પણ શબ્દ સૂઝ્યો નહિ. ઠપકો ખાધા પછી બાળકો જેવી રીતે રડતાં પડેલાં આમતેમ માથું હલાવી અર્થવગરનું ગમેતેમ બોલી નાખે છે, તેવી રીતે સુરમા પણ માથું હલાવીને ગાઢ સ્વરે બોલી: "મેં તો કહ્યું જ હતું ને ?"

યજ્ઞદત્ત પોતાની ચિંતામાં પડ્યો હતો તેથી સમજી શક્યો નહિ કે એમ કહેવાનો અર્થ જ ન હતો. કેમ કે એક તો "પસંદ જ પડશે" એવી વાત સુરમાએ કદી પણ ઉચ્ચારી નહોતી. બીજું, એણે પોતે કન્યા જોઈ ન હતી એટલું જ નહિ પણ એણે એવી બિલકુલ જ આશા રાખી ન હતી કે આમ સહેજમાં પસંદ પડી જશે અને આટલી ઉતાવળે સંબંધ પાકો થઈ જશે. એથી એ આખો દિવસ પોતાની ઓરડીમાં બેસીને એ જ વાત ફરી ફરી વિચારવા લાગી. એ દિવસ પછી યજ્ઞદત્ત ઘણો ભાવ સમજી શક્યો; એણે કહ્યું: "સુરો, આ લગ્ન કરાવતી નહિ, દિદિ."

સુરમા : વાહ! એમ તે થાય? બધું નક્કી થઈ ગયું છે.

યજ્ઞ : કશું જ નક્કી થયું નથી.

સુરમા : ના. એમ નહિ ચાલે. કંઈ નહિ તો દુઃખીની છોકરીને સુખી કરશો એટલું તો વિચારી જુઓ. ઉપરાંત વચન આપી ફરી જશો ?

યજ્ઞદત્તને પ્રતુલકુમારીનું મુખ યાદ આવ્યું. સહિષ્ણુતા અને શાન્તભાવની ગાઢ છાયા જાણે તે દિવસે તેની કાળી બે આંખોમાં તેણે જોઈ હતી. એથી એ ચૂપ થઈ રહ્યો. છતાં યજ્ઞદત્ત અનેક વાતો વિચારવા લાગ્યો. સુરમાની વાતનો ખૂબ વિચાર કર્યો. વર્ષા ઋતુમાં પતંગિયાં જેમ એકદમ ઘર ભરી દે છે તેમ તેનું મન જાણે અસ્વસ્થતાથી ભરાઈ ગયું. પરંતુ તે પતંગિયાંનું છૂપું દર જેમ કેમે કર્યું શોધી શકાતું નથી, તેમ સુરમાના મોઢાના શબ્દો મનની કયા ગુપ્ત આકાંક્ષામાંથી થોકેથોક બહાર નીકળવા લાગ્યા તેનો પત્તો લાગ્યો નહિ. તેની આંખ ઉપર એવું એક પડળ ફરી વળી ગયું હતું કે તે કોઈ પણ પ્રકારે સુરમાનું સુસ્પષ્ટ મુખ જોઈ શક્યો નહિ

૫

**લગ્ન** પતાવીને યજ્ઞદત્ત વહુને ઘેર તેડી લાવ્યો. સંનેપાત થયેલો માણસ ઘરમાં કોઈ ન હોય ત્યારે જેમ બધું જોર ભેગું કરીને પાણીના ઘડા તરફ દોટ મૂકીને તેને વળગી પડે, તેમ સુરમાએ પણ નવી વહુને આલિંગન દીધું. પોતાનાં જેટલાં બધાં ઘરેણાં હતાં તે બધાં તેને પહેરાવી દીધાં. જેટલાં વસ્ત્ર હતાં તે બધાંયે તેની પેટીમાં ભરી દીધાં. શુષ્કમુખે આખા દિવસ લગી વહુને શણગારવાની ધામધૂમ જોઈને યજ્ઞદત્ત મોં બગાડી રહ્યો. ઊંઘમાં સ્વપ્ન સહન થઈ શકે છે, કારણકે અસહ્ય થતાંની સાથે જ ઊંઘ ઊડી જાય છે. પરંતુ જાગ્રતસ્વપ્ન જોવામાં તો શ્વાસ રૂંધાઈ જાય ને છતાં કેમે કર્યું પૂરું પણ ન થાય, ઊંઘ પણ ન ઊડી જાય ! મનમાં થાય કે આ તે સ્વપ્ન કે આ તે સત્ય ? આલો અને છાયા બંનેને આવું જ થવા લાગ્યું. એક દિવસ

ઓરડીમાં બોલાવીને યજ્ઞદત્તે કહ્યું: "છાયાદેવી!"

"શું છે, યજ્ઞદાદા?"

"આલો મહાશય કેમ કહ્યું નહિ?"

મોઢું નીચું કરીને સુરમા બોલી: "આલો મહાશય!"

યજ્ઞદત્તે બંને હાથ લાંબા કરી કહ્યું: "બહુ દિવસથી પાસે આવી નથી, આવ."

સુરમાએ એક વાર માં તરફ ધારીને જોયું. બીજી ક્ષણે જ બોલી ઊઠી: "વાહ! હું યે ખરી! વહુને એકલી મૂકીને આવી છું!" બોલતી બોલતી તે દોડી ગઈ.

ક્રોધમાં ને ક્રોધમાં એકદમ કોઈ અજાણ્યા ગૃહસ્થના ગાલ ઉપર મારવામાં આવે અને તે જો શાંત ભાવે ક્ષમા આપીને ચાલ્યો જાય તો મન જેવું ખરાબ થઈ જાય, તેવું ક્ષમા પામેલા અપરાધીના જેવું તેનું મન ધીમે ધીમે વિલાઈ ગયું. વારે વારે એને એમ જ લાગ્યા કરતું કે 'મેં અપરાધ કર્યો છે અને સુરમાએ મને ખરા દિલથી માફ કર્યો છે.'

સુરમા બધાં ઘરેણાં પહેરેલી નવવધૂને બેળેબેળે તેની પડખે બેસાડતી. સાંજ પડતાં બહારથી કટ દઈને તાળું મારી દેતી. ગાલ ઉપર હાથ ટેકવીને યજ્ઞદત્ત વિચાર કરતો બેસી રહેતો. વહુ કેટલુંક સમજી શકતી. એ શાણી સ્ત્રી ન હતી, તો પણ સ્ત્રી તો ખરીને? સામાન્ય સ્ત્રીબુદ્ધિથી ભગવાન કોઈને યે વંચિત રાખતો નથી. તે પણ આખી રાત જાગતી પડી રહેતી. આજ આઠ દિવસ તો પરણ્યે થયા નથી એટલામાં તો યજ્ઞદત્તે એક દિવસ પરોઢિયે સુરમાને બૂમ મારી કહ્યું: "સુરો! વર્ધમાનમાં ફોઈબાને વહુ દેખાડી આવું."

૬

દામોદરને કાંઠે ફોઈબાનું ઘર હતું. ત્યાં જઈને યજ્ઞદત્તે કહ્યું:

" ફોઈબા ! વહુ લાવ્યો છું. જુઓ !"

ફોઈબા: ઓ મા ! પરણ્યો કે શું ? હાશ, જીવતો રહે. રૂપાળી ચંદ્ર જેવી વહુ છે. હવે ગૃહસ્થની જેમ ઘર માંડીને રહે.

યજ્ઞ : એટલા માટે તો સુરેએ બેજી બેજી મને પરણાવ્યો !

ફોઈ: સુરેએ લગન કરાવી આપ્યાં ?

યજ્ઞ : હાસ્તો; એણે જ પરણાવ્યો. પણ નસીબ ફૂટેલું. વહુ લઈને સંસાર માંડવાનું બને એમ નથી.

ફોઈ: કેમ રે ?

યજ્ઞ: જાણો તો છો ને ફોઈબા, કે મારો નરગણ અને વહુનો રહ્યો રાક્ષસગણ. એક સાથે રહીશું તો જ્યોતિષી કહે છે બચવું ભારે છે.

ફોઈ: ભગવાન રક્ષા કરે. એ વાત......

યજ્ઞ : એ વખતે તો ઉતાવળમાં આ બધું જોવાયું નહિ. હવે એ તમારી પાસે રહેશે. મહિને દા'ડે પચાસ રૂપિયા મોકલતો રહીશ. એટલા બસ થશે ને, ફોઈબા ?

ફોઈ: હા, એટલા તો પૂરતા છે. ગામડુંગામ, કંઈ બહુ મુસાબત પડશે નહિ. આહા ! ચંદ્રના જેવી કન્યા ! ખાસી મોટી થઈ છે. હેં રે યજ્ઞ ! એકાદ શાંતિપાઠ કરાવીએ તો નહિ ચાલે ?

યજ્ઞ : ચાલે. હું ભટ્ટાચાર્યને પૂછીને જે હશે તે તમને જણાવીશ.

ફોઈ: તે જણાવજે, દીકરા.

સાંજે વહુને પાસે બોલાવીને યજ્ઞદત્તે કહ્યું: " સારે તું અહીં જ રહેજે."

તેણે માથું હલાવી કહ્યું: " વારુ."

" તારે જ્યારે જે કંઈ જોઈએ તે મને જણાવજે."

" વારુ."

" તને કાગળ લખતાં આવડે છે ?"

" ના. "

" તો કેવી રીતે જણાવીશ ? "

નવવધૂ ઘરની પાળેલી હરિણીની માફક બંને આંખો સ્વામીના મુખ ઉપર ઠેરવીને ચુપ થઈ રહી. યજ્ઞદત્ત મોં ફેરવીને ચાલ્યો ગયો.

ફોઈને ઘેર વહુ પરોઢિયે ઊઠીને કામ કરવા મંડી પડી. બેસી રહેતાં એ શીખી ન હતી. નવી સવી હોવા છતાં પણ એણે જાણીતા માણસની માફક જ ઘરનું કામકાજ શરૂ કરી દીધું. બેચાર દિવસમાં જ ફોઈબાને લાગ્યું કે આવી છોકરી બધાને ત્યાં અવતરતી નથી.

વહુની પાસે ઘણાં ઘરેણાં હતાં. આખા ફળિયાના લોકો એ જોવા આવતા.

" કોણે આપ્યાં છે રે ? તારા બાપે ? "

" ના, માબાપ મારે નથી. નણંદે આપ્યાં છે. "

બેએક સરખી ઉંમરની સ્ત્રીઓ સાથે તેને માયા બંધાઈ હતી. તેઓ ખણીખોતરીને વાત કઢાવવા પ્રયત્ન કરવા લાગી. " તારી નણંદ બહુ મોટું માણસ છે કે શું ? "

" હા. "

" બધાં ઘરેણાં એમનાં છે ? "

" બધાં જ. એમને જરૂર નથી. એ વિધવા છે, કશું પહેરતાં નથી. "

" કેટલા વરસનાં છે એ, વહુ ? "

" મારા કરતાં જરાક મોટાં. એમણે બહુ બહુ કરીને મારી સાથે લગન કરાવ્યાં છે. "

" તારો વર એના બહુ કહ્યામાં હોય એમ લાગે છે. "

" હા. એ તો સતીમા છે. બધાં જ એમના પર હેત રાખે છે. "

૭

**મેડાની** બારીમાંથી સુરમાએ જોયું કે યજ્ઞદત્ત ઘેર પાછો આવ્યો છે, પરંતુ વહુ સાથે નથી. ઓરડામાં દાખલ થતાં એણે પૂછ્યું: "યજ્ઞદાદા! વહુને ક્યાં મૂકી આવ્યા?"

"ફોઈને ત્યાં."

"સાથે લેતા કેમ નહિ આવ્યા?"

"છો રહી હમણાં ત્યાં. થોડા દા'ડા પછી લવાશે."

આ વાતથી સુરમાનું હૃદય વીંધાયું. બંને જણાં મૂંગાં બેસી રહ્યાં. પ્રિયજનની સાથે દલીલ કરવા જતાં એકદમ ઝઘડો થઈ જાય અને જેમ બંને જણાં કેટલાક દિવસ લગી ખિન્ન ચિત્તે મૂંગાં રહે, તેમ આ બંને જણાંએ પણ મૂંગાં મૂંગાં કેટલાક દિવસ વિતાવ્યા.

સુરમા કહે: "નાહીને ખાઈ લો. બહુ મોડું થઈ ગયું." યજ્ઞદત્ત કહેતો: "હા, આ ચાલ્યો." આ રીતે પણ કેટલાક દિવસો વીત્યા. એક સાથે ઘરમાં રહેતાં હોવાથી હરહમેશ આ પ્રમાણે ચાલતું નથી. ફરી મેળ થવા લાગ્યો. યજ્ઞદત્ત હવે લાડથી બોલાવે છે: "ઓ છાયા-દેવી!" પરંતુ છાયા હવે "આલો મહાશય" કહેતી નહિ: 'યજ્ઞ-દાદા' જ કહેતી. અથવા કોક વખત માત્ર 'દાદા' જ કહીને બોલાવતી.

સુરમાએ એક દિવસ કહ્યું: "દાદા! લગભગ ત્રણ મહિના થવા આવ્યા. હવે વહુને લઈ આવો."

યજ્ઞદત્ત વાત ઉડાવે છે: "હા, લાવશું હવે."

સુરમા મનનો ભય સમજી જતી અને ચુપ રહેતી.

ફોઈનો કાગળ કદીક કદીક આવે છે. ફોઈ લખે છે: "વહુને મેલેરિયા તાવ લાગુ પડ્યો છે. દવાદારૂ કરવાની જરૂર છે." મનનો ભાવ સમજી જઈને યજ્ઞદત્ત થોડાક વધારે રૂપિયા મોકલાવી આપે છે: એટલે મહિના બે મહિના બધું શાંત.

એવામાં એક દિવસે ઓચિંતો કાગળ આવ્યો કે કોઈ મરી ગયાં છે. યજ્ઞદત્ત વર્ધમાન ગયો. જતી વખતે સુરમાએ પોતાના સોગન ખવરાવીને કહ્યું: "વહુને લેતા આવજો."

વર્ધમાનમાં કોઈનું કારજપાણી પૂરું થઈ જતાં એક દિવસે બપોરને વખતે યજ્ઞદત્ત વરંડામાં ઊભો ઊભો ઘેર પાછા જવાનો વિચાર કરતો હતો. આંગણામાં અનાજની એક કોઠીની પાસે વહુ ઊભેલી હતી, તેના ઉપર તેની નજર પડી. આંખોઆંખ મળતાંની સાથે જ તેણે તેને હાથ વડે ઇશારો કરી પાસે બોલાવ્યો.

યજ્ઞદત્ત સ્ત્રીની પાસે ગયો. "કેમ?"

"તમને કંઈક કહેવું છે."

"વારુ, તો કહે."

નવવધૂએ ઘૂંટડો ગળી જઈ કહ્યું: "એક દિવસ તમે કહ્યું હતું કે જો મારે કંઈ જરૂર હોય—"

યજ્ઞદત્ત: વારુ, તો શાની જરૂર છે, બોલ.

વહુ: ઘરનાં બધાં કહ્યા કરે છે કે હું બહુ ભૂંડાં પગલાંની છું. એટલે હવે અહીં રહેવાનું મન થતું નથી.

યજ્ઞદત્ત: તો ક્યાં રહેવું છે?

વહુ: કલકત્તામાં જો કોઈ સારા કુટુંબમાં જગા મળે તો—હું બધું કામકાજ કરી શકું છું.

યજ્ઞદત્ત: તારે પોતાને ઘેર જઈશ?

વહુ: મારું પોતાનું ઘર! તે વળી ક્યાં! એ લોકો હવે મને શું રહેવા દેશે?

યજ્ઞદત્તે હાથ વડે સ્ત્રીનું મુખ ઊંચું કરી પકડીને પૂછ્યું: "મારે ઘેર આવીશ?"

વહુ : આવીશ.

યજ્ઞદત્ત : સુરમા તારે માટે કેટલી બધી અધીરી થઈ છે ?

સુરમાની વાત સાંભળતાં એનું મુખ પ્રફુલ્લિત થઈ ગયું. " નણંદ મને યાદ કરે છે ?"

યજ્ઞદત્ત : કરે છેસ્તો.

વહુ : તો મને લઈ જાઓ.

દુનિયામાં એવા કેટલાક માણસો હોય છે કે જેમનામાં બીજાને વિષે મતામત પ્રકટ કરવા જેટલી બુદ્ધિ હોતી નથી. પણ એમનામાં એક એવી સ્વાભાવિક બુદ્ધિ હોય છે કે એની ઉપર આધાર રાખવાથી પોતાને માટે બીજાની પાસેથી સલાહ લેવાનું કશું પ્રયોજન એમને જણાતું પણ નથી. આ નવી વહુ આ પ્રકારની હતી. એ પોતાની વાત પોતે જ વિચારતી, બીજાને પૂછતી નહિ. એણે વિચાર કરીને કહ્યું: " તમારું કંઈ અશુભ કરી બેસું એની મને બહુ દહેશત રહે છે. પણ બીજે રહું પણ ક્યાં ? એમ કરો, હું નીચે જ રહીશ; બધું કામકાજ કરવાનું એટલે નીચે રહેવાનું ફાવશે."

યજ્ઞ : ઉપર શું તારે રહેવા ઓરડો નથી ?

વહુ : છે, પણ મને નીચે વધારે ફાવશે.

યજ્ઞદત્ત બીજું કાંઈ બોલ્યો નહિ. વિચારવા લાગ્યો કે છેક મૂરખના જેવી તો વાત નથી. એને કેટલીય વાર થઈ આવ્યું કે કહી નાખું કે તું ખરાબ પગલાંની નથી, રાક્ષસગણ વગેરેની વાત જૂઠી છે. પરંતુ આવી જૂઠી વાત કરવાનું કારણ શું, એ શી રીતે કહી શકાય ? ઉપરાંત ઘેર ગયા પછી તે તેના ભૂતકાળના તથા ભવિષ્યના વ્યવહારનો બરાબર મેળ સાધી શકશે એવો ભરોસો પણ તેને પડ્યો નહિ.

૮

**સુરમાએ** જોયું કે વહુ આવી છે; પણ ભારે ઉન્માદનું પહેલું વાવાઝોડું હવે તે વટાવી ગઈ છે. હવે તે સ્થિર બની છે; એટલે તેણે વહુને મળતી વખતે બહુ ગાંડાં કાઢ્યાં નહિ. શાંત, ધીર ભાવે તે પ્રેમપૂર્વક બોલી. મુખની નહિ પણ અંતરની મંગળ ઇચ્છાએ તેના શુષ્ક મુખ ઉપર ઉજાસ પાથર્યો—" વહુ, કંઈ માંદી પડી'તી શું ?"

વહુએ માથું ધુણાવી કહ્યું: " વચ્ચે વચ્ચે તાવ આવતો. "

સુરમા તેના કપાળ પરનો પરસેવો લૂછી નાંખી બોલી: "અહીં દવાદારૂ થશે એટલે બધું સારું થઈ જશે. "

બપોરે સુરમાને ખબર પડી કે વહુને માટે નીચેનો ઓરડો સાફ થાય છે. આ અપમાનથી તેની આંખમાં પાણી આવ્યાં. તે રોકી, યજ્ઞદત્તની પાસે જઈ બોલી: " દાદા, વહુ શું નીચે સૂશે ? "

યજ્ઞદત્ત પુસ્તકમાંથી મોં બહાર કાઢ્યા વિના જ જવાબ વાળ્યો: " એ પોતે જ એમ કહે છે. "

" તમે કંઈ કહ્યું નહિ ? "

" હું વળી શું કહેવાનો ? જેની જે ખુશીમાં આવે તે કરે. " સુરમા શરમ અને ધિક્કારને લીધે પોતાની જાત ઉપર કાબૂ રાખી શકી નહિ. સામે જ રડી પડી નાસી ગઈ, પરંતુ ઉપરની આ ધમાલ નીચે સુધી પહોંચી નહિ.

નવી વહુ નવેસરથી સંસારના કામકાજમાં મશગૂલ થઈ ગઈ. ધીમે ધીમે એણે સુરમાનાં બધાં કામ પોતાના હાથમાં ઉપાડી લીધાં. માત્ર ઉપર જતી નહિ, સ્વામીને મળતી નહિ. ધીમે ધીમે સુરમાએ પણ ઉપર જવું છોડી દીધું. વહુ આનંદી ગંભીર ચહેરે કામ કરતી,

સુરમા પાસે બેસી રહેતી. એક જણ બતાવતું કે કામ કરવામાં કેટલુ સુખ છે, બીજી વ્યક્તિ સમજતી કે કામના પ્રવાહમાં અનેક દુઃખને વહેવરાવી દઈ શકાય છે. બે જણમાંથી કોઈ બહુ બોલતું નહિ; છત એમની સહાનુભૂતિ દહાડે દિવસે વધારે ગાઢ થવા લાગી.

ક્યારેક ક્યારેક નવી વહુને તાવ આવતો. બે ચાર દિવસ ઉપવાસ કરીને તે પોતાની મેળે સાજી થઈ ઊઠતી. દવા ખાવાનું મન થતું નહિ, એટલે દવા ખાતી નહિ. એ દરમિયાન કામકાજ દાસદાસી જ કરતાં. સુરમાથી પહોંચી વળાતું નહિ. ઇચ્છા ગમે એટલી હોય પણ એટલી શક્તિ જ ન હતી. સોનાની મૂર્તિ જેવાં સુરમાદેવીને હવે એ રંગ પણ રહ્યો નથી, એ કાન્તિ પણ રહી નથી. આટ આટલું લાવણ્ય બે જ મહિનાની અંદર કોણ જાણે ક્યાં ઊડી ગયું વહુ કોઈ કોઈ વાર કહેતી: “ઠાકુરઝિ! * તમે દા'ડે દા'ડે આ કેમ થતાં જાઓ છો ?”

“હું ? વારુ, વહુ! શરીર સુધારવા હું જો પરદેશ જાઉં તો ત દુઃખ તો નહિ થાયને!”

“નહિ કેમ થાય ?”

“ત્યારે ના જાઉં ?”

“ના, ઠાકુરઝિ, ન જશો. તમે દવા ખાઈને અહીંયાં જ સારાં થાઓ.” સુરમાએ તેના કપાળે સ્નેહભર્યું ચુંબન કર્યું.

એક દિવસ સુરમા યજ્ઞદત્તને માટે પીરસતી હતી; યજ્ઞદત્ત તે મલિન કૃશ મુખ આતુર નયને જોઈ રહ્યો હતો, સુરમાએ મુખ ઊંચુ કરતાં એણે દીર્ઘ નિશ્વાસ નાંખી કહ્યું: “એમ થાય છે કે હવે તે મરું તો છૂટું.”

“કેમ ?” બોલતાં બોલતાં સુરમાની આંખોમાં પાણી આવ્યાં.

* ઠાકુરઝિ: સસરાની દીકરી, નણંદ.

"હજુ કોણ જાણે કેટલા દિવસ આ દેહનો બોજો ઉઠાવવો પડશે, એનો વિચાર કરતાંયે ભય લાગે છે."

બંદૂકની ગોળી વાગતાં વનનું પંખી જેમ ધરતી છોડીને આકાશમાં દોડી જવા તનતોડ પ્રયત્ન કરે છે, પરંતુ આકાશને એની કશી પડી નથી એટલે એ આશ્રયવિહીન મરણને કાંઠે ઊભેલું પંખી આખરે તો ચિરદિનની આશ્રયદાતા પૃથ્વી માતાની છાતીએ વળગી રહી પ્રાણત્યાગ કરે છે, તેવી જ રીતે સુરમા બાવરી બની પહેલાં તો આકાશ ભણી નજર માંડી રહી; પછી તરત જ જમીન ઉપર ઢળી પડી રડવા લાગી: "યજ્ઞદાદા! મને ક્ષમા કરો. હું તમારી દુશ્મન છું. મને બીજે ક્યાંય મોકલી દઈ તમે સુખી થાઓ."

કદાચ હમણાં દાસી આવી જશે એમ ધારી યજ્ઞદત્તે હાથ પકડી તેને બેઠી કરી દીધી. સ્નેહપૂર્વક તેનાં આંસુ લૂછી લઈ તેણે કહ્યું: "છિ: નાદાની કરીશ નહિ."

આંસુ લૂછતી લૂછતી સુરમા ઉતાવળી ઉતાવળી અંદર જતી રહી અને બારણાં બીડી દીધાં.

૯

**ત્યારબાદ** એક દિવસ સુરમાએ વહુને પાસે ખેંચી બેસાડીને પૂછ્યું: "વહુ! દાદાએ તને કદી કંઈ કહ્યું છે?"

વહુએ સહજભાવે ઉત્તર આપ્યો: "કહે વળી શું?"

"તો તું કદીયે એમની પાસે જતી કેમ નથી? તને શું જવાનું મન થતું નથી?"

વહુને પહેલાં તો શરમ આવવા લાગી. પછી મુખ નીચું રાખી બોલી: "મન તો થાય છે, દિદિ, પણ જવાય શી રીતે?"

"કેમ, વહુ ?"

"તમને શું યાદ નથી ?"

"ના."

"ઓહ ! તમે ભૂલી ગયાં લાગો છો, ઠાકુરઝિ ? મારો રાક્ષસ-ગણ છે, એમનો નરગણ છે."

"કોણે કહ્યું ?"

"એમણે જ ફોઇબાને કહ્યું હતું. એટલે જ તો—" સુરમા કંપી ઊઠી : "એ સાવ જૂઠી વાત છે, વહુ."

"જૂઠી વાત ?"

આંખો ફાડીને એ સુરમાની ભણી જોઈ રહી. સુરમા ઉપરા-ઉપરી કંપી ઊઠી : "જૂઠી વાત, વહુ ! ભયંકર જૂઠી વાત."

એ જૂઠું બોલે એવું મારા માન્યામાં નથી આવતું."

સુરમાથી હવે સહન થયું નહિ. બે હાથ વડે ખૂબ જોર-પૂર્વક આલિંગન ભરીને, મોટેથી રડી પડીને બોલી ઊઠી : "વહુ ! હું મહાપાપી છું."

વહુએ પોતાને છોડાવીને ધીમેધીમે કહ્યું : "કેમ ઠાકુરઝિ ?"

"ઉફ, એ વાત મને પૂછીશ નહિ. મારાથી એ નહિ કહેવાય."

વાવાઝોડાની માફક સુરમા યજ્ઞદત્તની સામે આવી પડી. "વહુને આમ છેતરીને રાખી છે, ઓહ ! કેવા ભયંકર જૂઠા છો તમે ?"

યજ્ઞદત્ત અવાક્ થઈ ગયો. "શું છે, સુરો ?"

"ભણેલા ગણેલા તમે. છિ : છિ ! તમને શરમ આવવી જોઇએ."

યજ્ઞદત્ત કશું જ સમજ્યો નહિ. માત્ર કડવા શબ્દો સાંભળી રહ્યો.

"શું સમજીને લગ્ન કર્યું હતું ? શું સમજીને એનો ત્યાગ કર્યો છે ? મારે માટે, મારે લીધે ? મારું મોઢું જોઈ આ છેતરપીંડી કરતા આવ્યા છો ?"

"સુરમા ! ગાંડી થઈ ગઈ છે ?"

"હું ગાંડી ? તમારા કરતાં તો હું ડાહી છું. મોકલી દો મને ક્યાંક." સુરમાની આંખો લાલ લાલ થઈ ગઈ. હાંફતાં હાંફતાં એ બોલી : "એક ઘડી પણ હું રહેવા ઇચ્છતી નથી. છિ : છિ :"

યજ્ઞદત્ત ચીસ પાડીને બોલ્યો : "શું બોલે છે ?"

"કહું છું : તમે જૂઠા છો, દગાબાજ છો."

નિમેષ માત્રમાં યજ્ઞદત્તના માથામાં અગ્નિ સળગી ઊઠ્યો. વિના કારણે તેને એમ લાગ્યું કે તેનું અંદરનું હૃદય બહાર નીકળીને તેની સામે યુદ્ધ કરવા બૂમ મારે છે. તે ભાન ગુમાવી બેઠો; એણે ટેબલ ઉપરની વજનદાર આંકણી ઉપાડી રાડ પાડી : "હું અધમ ? હું દગલબાજ ? હું જૂઠાબોલો—? આ એનું પ્રાયશ્ચિત કરું છું" ને ખૂબ બળપૂર્વક યજ્ઞદત્તે પોતાના જ માથમાં ભીષણ ઘા કર્યો. માથું ચિરાઈ ગયું અને દડદડ કરતી લોહીની ધારા છૂટી.

સુરમા અસ્પષ્ટ રીતે બૂમ પાડી ઊઠી : "મા ! રે !" અને તે પણ બેભાન થઈ જમીન ઉપર ઢળી પડી. યજ્ઞદત્તે એ જોયું. એ પણ જોયું કે એનું આખું મોં લોહીથી તરબોળ થઈ ગયું છે. આંખમાં પણ લોહી પેસી જવાથી બધું ઝાંખું ઝાંખું દેખાય છે. તે ઉન્મત્તની જેમ બોલી ઊઠ્યો : "હવે શું કરવા ?" એ જ વખતે પાછળથી કોઈકે તેનો હાથ પકડી લીધો ! એણે ફરીને જોયું તો— પત્ની ! રડી પડી બોલ્યો: "આવી છે તું ?" ખભા ઉપર માથું નાંખી તે પણ મૂર્છા ખાઈ પડ્યો.

સુરમા એવી રીતે નીચેથી ઉપર દોડી આવી કે તે જોઇ નવી

વહુ આશ્ચર્ય અને શંકા સહિત ગુપચુપ પાછળ પાછળ આવી હતી; અને બારણા બહાર ઊભી રહીને એણે બધી વાત સાંભળી હતી, બધું તોફાન જોયું હતું. ઘણું સત્ય તેના માથાની અંદર સૂર્યના પ્રકાશની જેમ હવે ચમકી રહ્યું હતું. તેનું પણ હૃદય ખૂબ ઝડપથી ધડકવા લાગ્યું હતું. આંખની બહાર ધુમ્મસની સૃષ્ટિ રચાઈ ગઈ હતી, પરંતુ એણે પોતાની જાતને સંભાળી લીધી અને વિપત્તિને વખતે તે સ્વામીને ખોળામાં લઈ બેઠી.

૧૦

છ દિવસ પછી બરાબર ભાન આવતાં સુરમાએ પૂછ્યું: "દાદાને કેમ છે!"

દાસીએ કહ્યું: "સારું છે."

"હું જોઈ આવું." પરંતુ ઊઠવા જતાં પાછી સૂઈ પડી.

દાસીએ કહ્યું: "તમે એક તો બહુ અશક્ત છો, ને એમાં વળી તાવ આવ્યો છે. ઊઠશો નહિ, દાક્તરે મના કરી છે."

સુરમાએ આશા રાખી હતી કે ચન્દ્રદાદા જોવા આવશે; વહુ જોવા આવશે. એક દિવસ, બે દિવસ કરતાં ધીમે ધીમે અઠવાડિયું વીતી ગયું, તો પણ કોઈ આવ્યું નહિ, કોઈએ તપાસ પણ કરી નહિ.

તાવ ઊતરી ગયો છે, પણ અશક્તિ બહુ છે. ઊઠવાનો પ્રયત્ન કરત તો કદાચ ઊઠી શકત, પરંતુ વિષમ અભિમાનને કારણે તેને પથારી છોડવાની વૃત્તિ થઈ નહિ. પોતાની મેળે ડૂસકાં ભરી ભરીને રડતી, આંખ લૂછતી ને પોતાની આલો અને છાયાની વાતનો વિચાર કર્યા કરતી.

જ્વલંત પ્રકાશ અને ગાઢ છાયા લઈ ને તેમણે રમતનો આરંભ કર્યો હતો; આજે પ્રકાશ બુઝાવા આવ્યો છે. મધ્યાહ્નનો સૂર્ય પશ્ચિમ

તરફ ઝૂકી પડ્યો છે. તેથી ગાઢ છાયા પણ ઝાંખી અને વિકૃત બનીને પ્રેતની જેમ હાડપિંજર સરખી થઈ ગઈ છે. અજાણ્યા અંધકારમાં મળી જવાને માટે એ છાયા જાણે ધીરે ધીરે એ તરફ સરકી રહી છે. રડી રડીને સુરમા ઊંઘી ગઈ.

શરીર ઉપર ઊનો હાથ મૂકીને કોઈ જાણે બોલ્યું: "દિદિ." સુરમા ઊઠી, બેઠી થઈ બોલી: "શું થયું છે, વહુ?"

તેની આંખો લાલ હતી. મુખ સુકાઈ ગયેલું હતું. બે ઓઠો પર જાણે મેસ ચોપડેલી હતી.

"કેમ, વહુ! શું થયું છે તને?"

"શું થયું છે મને? તમે મને આ ઘેર આણી હતી એટલે કહેવા આવી છું: દિદિ! રજા આપો મને. હું જઈશ."

"કેમ બહેન! ક્યાં જઈશ?"

નવવધૂ સુરમાના પગ ઉપર માથું રાખી ઢળી પડી. સુરમાએ જોયું કે તેનું શરીર અંગારાની પેઠે ધખી રહ્યું છે. "આ શું? આ તો ખૂબ તાવ ચઢ્યો છે!"

એવામાં એક દાસી ચીસ પાડતી દોડતી આવી: "દિદિ! વહુ ક્યાં ગયાં? ઓ મા! તાવના ઘેનમાં દોડી આવ્યાં છે! આજ આઠ દિવસથી બેહોશ થઈને પડ્યાં હતાં. મા! રે! કેમ કરી આવ્યાં?"

"આઠ દા'ડાથી તાવ? દાક્તર આવે છે?"

"કોઈ જોઈ ગયું નથી, દિદિ, કોઈ નહિ. પરમ દા'ડે સાંજે વહુમા એક કલાક લગી નળ નીચે માથું રાખીને બેઠાં હતાં. કેટલીય ના પાડી પણ બિલકુલ સાંભળ્યું જ નહિ!"

## ૧૧

**સાંજ** પહેલાં સુરમા યજ્ઞદત્તના ઓરડામાં જઈ રડી પડી: "દાદા! વહુ હવે નહિ જીવે."

"નહિ જીવે? શું થયું છે?"

"મારી ઓરડીમાં આવી જુઓ: દાદા, એમ નથી લાગતું કે વહુ હવે નહિ જીવે."

બે ત્રણ દાક્તરોએ આવી જોઈ ને કહ્યું: "ભારે સનેપાત થયો છે." આખી રાત નિષ્ફળ પ્રયત્ન કરીને તેઓ મળસ્કે ચાલ્યા ગયા.

આખી રાત યજ્ઞદત્ત તેના માથા આગળ ઓશીકે બેસી રહ્યો. કેટલીયે વાર તેના મુખ આગળ પોતાનું મુખ લઈ ગયો. પણ વહુ સ્વામીને ઓળખી શકી નહિ.

દાક્તર ગયા કે તરત યજ્ઞદત્ત રડી પડ્યો. "વહુ! એક વાર મારા તરફ જો. એક વાર મને ક્ષમા કર."

સુરમા પગની ઉપર માથું છુપાવીને અસ્પષ્ટ સ્વરે બોલી: "વહુદિદિ! શાને આવી સજા કરીને ચાલી ગઈ?"

કોણ જવાબ આપે? બધાં જ માન, અભિમાન, તિરસ્કાર અને અવજ્ઞાને હડસેલી દઈ ને તે ધીમે ધીમે અનન્તમાં મળી ગઈ.

## ૧૨

સુરમાએ પૂછ્યું: "દાદા ક્યાં?"

દાસીએ જવાબ આપ્યો: "કાલે એ તો પશ્ચિમમાં જતા રહ્યા!"

"ક્યારે આવશે?"

"ખબર નથી. જલદી પાછા આવે એવું નથી લાગતું."

"હું ક્યાં રહીશ?"

"મુનીમ સાહેબને કહેતા ગયા છે. મરજીમાં આવે એટલા પૈસા લઈને તમારી ઇચ્છામાં આવે ત્યાં રહો."

સુરમાએ આકાશ ભણી નજર નાંખી. જગતનો પ્રકાશ બુઝાઈ ગયો છે. સૂર્ય નથી, ચંદ્ર નથી, એક તારો સરખો દેખાતો નથી. પડખે જોયું તો પેલી અસ્ફૂટ છાયા પણ ક્યાંય ઊતરી પડી છે. ચારે દિશાએ ઘોર અંધકાર છે! તેની છાતીનો ધબકારો જાણે બંધ થવા આવ્યો છે. આંખનું તેજ ફિક્કું અને જડ થવા લાગ્યું છે. દાસીએ બૂમ મારીઃ "દિદિ!"

ઊંચે જોઈ સુરમા બોલીઃ "યજ્ઞદાદા!" ત્યારબાદ ધીરે ધીરે ઢળી પડી.

# મંદિર

[ ત્રીજી વાર્તા ]

૧

એક ગામમાં નદીને કાંઠે કુંભારનાં બે ઘર હતાં. તેઓ નદીની માટી લાવીને બીબાંમાં ઢાળીને રમકડાં તૈયાર કરતા અને હાટમાં જઈને વેચી આવતા. હમેશાં તેઓ એ જ કામ કરતા અને સદાય એમાંથી જ એમનું પેટિયું—અન્નવસ્ત્ર—નીકળતું. સ્ત્રીઓ ઘરનું કામ કરતી, પાણી લાવી આપતી, રાંધી કરીને સ્વામી અને પુત્રને જમાડતી. ઉપરાંત નિભાડાની રાખમાંથી પાકાં થયેલાં રમકડાં બહાર કાઢી લૂગડાં વતી ઝાપટીને ચીતરામણ કરવાને પુરુષોની સામે ધરતી.

શક્તિનાથ આ કુંભારોના કુટુંબમાં આવી રહ્યો હતો. રોગથી પીડાતો અને દૂબળા શરીરવાળો આ બ્રાહ્મણનો છોકરો તેનાં સગાં-સ્નેહી, રમતગમત, ભણવું ગણવું બધું છોડી દઈને આ માટીનાં રમકડાં બનાવવામાં એકદમ લાગી ગયો. એ વાંસની છરી ઘોઈ આપતો, બીબાંને અંદરથી સાફ કરીને રમકડાં ચીતરવાનું કામ કેવું બેપરવાઈથી

પૂરું કરવામાં આવે છે તે ઉત્કંઠા અને અસંતોષ સહિત જોઈ રહેતો. રમકડાંનાં ભવાં, આંખો, હોઠ વગેરે શાહીથી ચીતરવામાં આવતાં. કોઈનાં ભવાં મોટાં, તો કોઈનાં અરધાં, તો વળી કોઈના હોઠની નીચે શાહીના ડબકા પડેલા રહેતા. શક્તિનાથ અધીરો થઈને ઉત્સુકતાપૂર્વક પૂછતોઃ "સરકારદાદા! આમ છેક બેપરવાઈથી કેમ ચીતરો છો?"

'સરકારદાદા' યાને કારીગર સ્નેહપૂર્વક હસીને જવાબ દેતોઃ "બામુન ઠાકુર! સારી રીતે ચીતરવા જતાં બહુ મોંઘું પડે. એટલું બધું આપે કોણ? બોલો, એક પૈસાનું રમકડું કંઈ થોડું જ ચાર પૈસે વેચાવાનું છે?"

## ૨

આ સરળ વાત ઉપર ખૂબ વિચાર કરવા છતાં પણ શક્તિનાથ માત્ર અરધું પરધું જ સમજ્યોઃ 'એક પૈસાનું રમકડું તે એક પૈસે જ વેચાય—ભલે પછી એને ભવાં હોય કે અરધાં ભવાં જ ન હોય! બે આંખો સરખી હોય કે ગમે તેવી, પણ એનો એક પૈસો! તો નકામી કોણ એટલી મહેનત કરે? રમકડાં ખરીદશે બાળકો. બે ઘડી એના ઉપર વહાલ કરશે, એને સુવાડશે, બેસાડશે, ગોદમાં લેશે—ને પછી ભાંગીને ફેંકી દેશે—એજ ને!' શક્તિનાથ સવારે ઘેરથી થોડાક ધાણી અને મમરા લુગડાને છેડે બાંધી લાવ્યો હતો. એમાંથી ખાતાં ખાતાં વધેલાં તે હજુયે બાંધી રાખેલાં હતાં. તે એણે છોડ્યાં, અને અતિશય બેધ્યાન બનીને ચાવતો ચાવતો, વેરતો વેરતો પોતાના જૂના થઈ ગયેલા ઘરના આંગણામાં આવી ઊભો. ઘરમાં કોઈ નથી. ઘડપણને લીધે સાવ ભાંગી ગયેલી તબિયત છતાં એના પિતા જમીનદારને ઘેર મદનમોહનની પૂજા કરવા ગયા છે. પલાળેલા આલોચાલ *, કેળાં, મૂળા વગેરે ધરાવેલું નૈવેદ્ય બાંધીને લાવશે,

* તડકે પકાવેલા ચોખા: એને "આતપચાલ" પણ કહે છે.

અને ત્યારબાદ રાંધીને પુત્રને ખવડાવશે તથા પોતે પણ ખાશે. ઘરના આંગણામાં મોગરો, કરેણ, અને પારિજાતનાં ફૂલથી ભરેલા છોડઝાડ છે. ગૃહલક્ષ્મી — ગૃહિણી — વગરનું ઘર આખું જંગલ જેવું થઈ ગયું છે. ક્યાંય વ્યવસ્થા નથી, ક્યાંય સુઘડતા નથી. વૃદ્ધ ભટ્ટાચાર્ય મધુસૂદન જેમ તેમ કરીને દિવસ વિતાવે છે. શક્તિનાથ ફૂલ પાડીને, ડાળી હલાવીને, પાંદડાં તોડીને આખા આંગણામાં અન્ય-મનસ્ક જેમ આંટા મારવા લાગ્યો.

દરરોજ સવારે શક્તિનાથ કુંભારને ઘેર જાય છે. આજકાલ એણે રમકડાં ચિતરવાનો હક મેળવ્યો છે. એના ‘ સરકારદાદા ’ કાળજીપૂર્વક બધા કરતાં સારું રમકડું એને ગોતી આપીને કહે છે : “ લો દાદાઠાકુર, તમે ચીતરામણ કાઢો. ” દાદાઠાકુર એક વેળામાં એક જ રમકડું ચીતરે છે. કદાચ બહુ સુંદર થતું હશે પણ એક પૈસાથી વધારે ઊપજતું નથી. છતાં સરકારદાદા ઘેર આવીને કહે છે : “ બામુન ઠાકુરે ચીતરેલા રમકડાના બે પૈસા ઊપજ્યા ! ” એ સાંભળી શક્તિનાથનો આનંદ માનતો નથી.

૩

**આ** ગામના જમીનદાર કાયસ્થ છે. દેવ અને બ્રાહ્મણ ઉપર તેમની અતિશય ભક્તિ છે. ગૃહદેવતા તરીકે પત્થરની બનાવેલી મદનમોહનની મૂર્તિ રાખી છે. બાજુમાં સોને રસેલી શ્રીરાધાની મૂર્તિ ખૂબ ઊંચા મંદિરમાં રૂપાના સિંહાસન ઉપર જાતે પધરાવેલી છે. વૃંદાવન–લીલાનાં કેટલાંયે સુંદર ચિત્રો મંદિરમાં ચોંટાડેલાં છે. ઉપર કીનખાબનો ચંદરવો છે. એમાં સો શાખાવાળું ઝુમ્મર ઝૂલે છે. એક બાજુ આરસની વેદી ઉપર પૂજાની સામગ્રી તૈયાર છે, તથા નિતનાં ધરાવેલાં ફૂલ અને ચંદનની તીવ્ર સુગંધથી મંદિરનો ગર્ભ-ભાગ મહેકી રહ્યો છે, જાણે એમ જ લાગે છે કે સ્વર્ગનાં સુખ અને

સૌંદર્યનું સ્મરણ કરાવવાને માટે જ આ પુષ્પ અને ધૂપને પૂજાની પહેલી સામગ્રી તરીકે ધરવામાં આવ્યાં છે! અને એની જ મંદ સુગંધ વાયુના થરેથરમાં સંચિત થઈને મંદિરની હવાને ગાઢ બનાવી રહી છે!

૪

**આજુ** દહાડાની વાત કહું છું. જમીનદાર રાજનારાયણ બાબુ પ્રૌઢાવસ્થાએ પહોંચ્યા અને જ્યારે એમને લાગ્યું કે આ જીવનની છાયા ધીમે ધીમે દીર્ઘ અને ઝાંખી થતી જાય છે: જે દિવસે એમણે પહેલવહેલું જાણ્યું કે આ જમીનદારી અને ધનઐશ્વર્ય ભોગવવાની મુદત પ્રતિદિન ઓછી થતી જાય છે; જે દિવસે, પહેલવહેલાં, મંદિરમાં એક બાજુ ઊભા રહેતાં તેમની આંખમાંથી પશ્ચાત્તાપનાં આંસુ વહી રહ્યાં હતાં, તે દિવસની વાત કહું છું. તે વખતે એમની એકની એક પુત્રી અપર્ણા પાંચ વરસની બાળકી હતી. પિતાના પગ આગળ ઊભી ઊભી એ એક ચિત્તે જોતી કે મધુસૂદન ભટ્ટાચાર્ય કાળી મૂર્તિને ચંદનની અર્ચા કરતા હતા; ફૂલ વડે સિંહાસનને ઢાંકી દેતા હતા અને એની જ મીઠી સુગંધ આશીર્વાદની જેમ તેને જાણે સ્પર્શ કરતી હતી. એ દિવસથી માંડીને હમેશાં એ બાલિકા સંધ્યાનો સમય થતાં પિતાની સાથે ઠાકોરજીની આરતી જોવાને આવતી, અને એ મંગળ–ઉત્સવ અકારણ તલ્લીન બનીને જોઈ રહેતી.

ધીમે ધીમે અપર્ણા મોટી થવા લાગી. હિંદુ ઘરની દીકરી ઈશ્વરીની કલ્પનાને જેવી રીતે હૃદયંગમ કરે છે તેવી જ રીતે એણે પણ કરવા માંડી. પિતાના સંપૂર્ણ સ્નેહની સામગ્રી રૂપ આ મંદિર એને પણ હૈયાના હાર જેવું થઈ પડયું. તેનાં બધાં કામ અને રમત-ગમતમાં પણ આ વાતનું પ્રમાણ એ આપવા લાગી. આખો દિવસ એ મંદિરની બાજુમાં જ પડી રહેતી. એક સૂકું તણખલું અથવા એક સૂકું ફૂલ પણ મંદિરની અંદર પડયું રહે એ એનાથી સહેવાતું

નહિ. એક ટીપું પાણી પણ પડતાં જતનપૂર્વક લુગડાવતી એ લુછી લેતી. રાજનારાયણ બાબુની દેવનિષ્ઠાને લોકો વધારે પડતી માનતા. પરંતુ અપર્ણાની દેવસેવાપરાયણતા એને પણ ટપી જવા બેઠી. જૂની ફૂલદાનીમાં હવે ફૂલ માતાં નથી; એને બદલે હવે એક મોટી ફૂલ-દાની આવી છે; ચંદનની જૂની વાટકી હવે બદલાઈ ગઈ છે. રાજ-ભોગ અને પ્રસાદનું પ્રમાણ હવે ખૂબ વધારી દીધું છે; એટલું જ નહિ, પણ નિત નવી અને વિવિધ પ્રકારની પૂજાની સામગ્રી જોઈને અને તેના કડીતોડ બંદોબસ્તમાં પોતાને આવી પડેલા જોઈને વૃદ્ધ પુરોહિત સુદ્ધાં અકળાઈ ઊઠ્યા. જમીનદાર રાજનારાયણ બાબુ આ બધું જોઈ, સાંભળી, ભક્તિ અને સ્નેહપૂર્વક ગંભીર સ્વરે બોલતા : "ઠાકોરજીએ મારે ઘેર તેમની પોતાની સેવાને માટે લક્ષ્મીને મોકલી આપી છે—તમે કોઈ કંઈ બોલશો નહિ."

૫

**યથાસમયે** અપર્ણાનું લગ્ન થઈ ગયું. મંદિર છોડીને હવે એને ક્યાંક બીજે જવું પડશે, એ ભયથી તેના મુખનું હાસ્ય અકાળે સુકાઈ ગયું. દિવસ જોવડાવવાનું ચાલે છે, એને હવે સાસરે જવું પડવાનું. સમસ્ત વીજળી છાતીમાં સંતાડી દઈ વર્ષાઋતુનો ઘનઘોર મેઘ જેમ રુદ્ધ ગૌરવના અતિશય ભારથી, સ્થિર થઈ જઈ, કેટલીક ક્ષણ આકાશમાં વરસું વરસું થઈને ઊભો રહે, તેમ સ્તબ્ધ થઈ જઈને એક દિવસ અપર્ણાએ સાંભળ્યું કે પેલો 'જોવડાવેલો દિવસ' આજે આવી પહોંચ્યો છે. તેણે પિતાની પાસે જઈ કહ્યું : "બાપુ, હું ઠાકોરજીની સેવાનો જે બંદોબસ્ત કરતી જાઉં છું, એમાં જોજો કંઈ ફેર ન પડે!"

વૃદ્ધ પિતા રડી પડ્યા : "બેશક મા! — ના. કશો ફેર નહિ પડે."

અપર્ણા નિઃશબ્દ ચાલી ગઈ. એને મા ન હતી. એ રડે પણ

કોની આગળ? વૃદ્ધ પિતાની બંને આંખો ભરાઈ આવી હતી—એ ગુસ્સે પણ શી રીતે થાય? ત્યાર બાદ, કોઈ યોદ્ધો જેવી રીતે તેના વ્યથા ભરેલા, રહું રહું થઈ રહેલા વીર હૃદયને પૌરુષશુષ્ક હાસ્યમાં દબાવી રાખી, ઝટપટ ઘોડે ચડી ચાલતો થાય, તેવી જ રીતે અપર્ણા પાલખીમાં બેસી ગામ છોડીને અજાણ્યા કર્તવ્યનો હુકમ માથે ચડાવી ચાલી ગઈ. પોતાનાં ઊભરાતાં આંસુ લૂછવા જતાં તેને યાદ આવ્યું કે, પિતાનાં આંસુ લૂછ્યા વિના જ પોતે આવતી રહી! તેનું પોતાનું હૃદય રડી રડીને તેની પાસે જાણે કંઈ ફરિયાદ કરવા લાગ્યું. એક તો તેનું હૃદય વ્યથાથી વીંધાયેલું હતું, એમાં વળી ક્યાંક કોઈ ગામના મંદિરમાંથી સંધ્યાનો શંખ અને ઘંટારવ ગાજી ઊઠ્યાં; ત્યારે પેલી આજન્મ પરિચિત આરતીના આવાહન શબ્દે તેના કાનને વીંધી નાખી, હૃદયમાં નિરાશાનો હાહાકાર મચાવી મૂક્યો.

ફફડી ઊઠીને અપર્ણાએ પાલખીનો પડદો ખોલી નાખી સંધ્યાના અંધકારમાં ઊંડે ઊંડે દૃષ્ટિ ફેંકી અને ઘનઘોર છાયાવાળા એક ઊંચા દેવદારની ટોચ ઉપર એક પરિચિત મંદિરના ઊંચા શિખરની કલ્પના કરી ઊભરાઈ જતા આવેશથી તે રડી પડી. તેના સસરાના ઘરની એક દાસી પાછળ પાછળ ચાલી આવતી હતી; તેણે ઉતાવળી ઉતાવળી પાસે આવીને પૂછ્યું: "છિઃ વહુમા, આમ તે રડાતું હશે, મા? સાસરે કોણ નથી જતું?" અપર્ણાએ બે હાથે પોતાનું મુખ દાબી દઈ, રડવું અટકાવી દઈ પાલખીનો પડદો પાડી દીધો.

બરાબર એ જ વખતે, મંદિરની અંદર ઊભા ઊભા પિતા રાજનારાયણ, મદનમોહન ઠાકોરજીની પડખે ધૂપના ગોટેગોટથી અને આંસુને લીધે અસ્પષ્ટ એક દેવીમૂર્તિના અનુપમ સુંદર મુખની અંદર પોતાની પ્રિયતમ પુત્રીની મુખછબી નિહાળી રહ્યા હતા.

૬

**અપર્ણા** સ્વામીને ઘેર છે. સ્વામી સાથેની તેની ઉત્સાહહીન વાતચીતમાં જરા સરખો પણ આવેગ, જરા સરખી પણ ચંચળતા

જણાઈ નહિ. પ્રથમ પ્રણયનો મીઠો સંકોચ, મિલનની લજ્જાભરી ઉત્તેજના — કશાથી જ તેની ઉદાસ બે આંખોમાં પહેલાંનું તેજ પાછું આવ્યું નહિ. શરૂઆતથી જ સ્વામી અને સ્ત્રી બંને જણાં જાણે એક બીજાનો અગમ્ય અપરાધ કર્યો હોય એમ રહેવા લાગ્યાં, અને કિનારાઓ પર ધસી આવેલી ક્ષુબ્ધ સરિતાની પેઠે, એક દુર્લંઘ્ય અંતર ઊભું કરી બંને જીવવા લાગ્યાં.

એક દિવસ મોડી રાતે અમરનાથે ધીરે ધીરે બોલાવી પૂછ્યું: " અપર્ણા ! તને અહીં રહેવું ગમતું નથી શું ?"

અપર્ણા જાગતી હતી, જવાબ વાળ્યો: " ના. "

અમર : બાપને ઘેર જવું છે ?

અપર્ણા : જવું છે.

અમર : કાલે જવું છે ?

અપર્ણા : હા.

ક્ષોભ પામેલો અમરનાથ જવાબ સાંભળીને અવાક્ થઈ ગયો. થોડી વાર ચૂપ રહીને બોલ્યો : " અને ન જવાય તો ?"

અપર્ણાએ કહ્યું : " તો રહું છું એમ રહીશ."

વળી બંને જણાં થોડીક ક્ષણ ચૂપ રહ્યાં. અમરનાથે બોલાવી: " અપર્ણા ! "

અપર્ણા બેધ્યાન બોલી : " શું ? "

" તારે મારું કશું કામ નથી ? "

અપર્ણા શરીર પરનાં વસ્ત્રો બરાબર લપેટી લઈને નિરાંતે સૂઈ જઈને બોલી : " એવી બધી વાતોમાંથી ઝઘડા ઊભા થાય છે. એવું કંઈ બોલશો નહિ. "

"કેમ જાણ્યું કે ઝઘડો થાય છે?"

"જાણું છું. મારા બાપને ઘેર મેજદાદા અને મેજવહુ* આવી વાત પર તો રોજ કજિયો કરે છે. મને કજિયોકંકાસ ગમતાં નથી."

આ સાંભળીને અમરનાથ ઉશ્કેરાઈ ગયો. આટલા દિવસ અંધારામાં ફંફોસતો, જાણે એજ વાત તે ખોળી રહ્યો હતો. એકાએક આજે હાથ લાગી ગઈ હોય એમ તે બોલી ઊઠયો: "ચાલ અપર્ણા, આપણે પણ ઝઘડો કરીએ. આમ રહેવા કરતાં તો ઝઘડો કરવો વધારે સારો."

અપર્ણાએ સ્થિર ભાવે કહ્યું: "છટ્, ઝઘડો શું કામ કરીએ? તમે ઊંઘી જાઓ."

ત્યાર બાદ અપર્ણા ઊંઘી ગઈ કે જાગતી પડી રહી એ આખી રાત જાગવા છતાં પણ અમરનાથ સમજી શક્યો નહિ.

પરોઢિયે ઊઠે ત્યારથી તે સાંજ પડે ત્યાં લગીનો આખો દિવસ અપર્ણા કામકાજમાં અને જપતપમાં ગાળે છે. જરાક અમથા રંગરાગ અથવા કૌતુકમાં પણ એ ભાગ લેતી નથી, એ જોઈને તેની સરખી ઉંમરની બહેનપણીઓ એની મશ્કરી કરી કંઈ કંઈ કહે છે; નણંદો "ગોસાંઈ મહારાજ" કહીને મશ્કરી કરે છે; તો પણ તે સમૂહમાં ભળી શકી નહિ. વારે વારે તેના દિલમાં થવા લાગ્યું કે દિવસો નકામા વહી જાય છે. વળી જે અદૃશ્ય આકર્ષણને લીધે તેની રગેરગમાં વહેતાં રક્તબિન્દુઓ પિતાએ સ્થાપન કરેલા પેલા મંદિર તરફ દોડતાં વહી જવા માટે પૂનમના હેલે ચડેલા સમુદ્રજલની જેમ હૃદયને કિનારે રાતદિવસ અથડાયા કરે છે, તેને પણ શી રીતે રોકવાં? ઘરના કામકાજથી કે ખોટીખરી મજાક મશ્કરીથી? ખળભળી ઊઠેલું તેનું બેચેન ચિત્ત ભારે ભ્રાંતિમાં પડીને પોતાની મેળે અમળાઈ અમળાઈને મરવા બેઠું છે; તેની આગળ સ્વામીનાં આદર અને પ્રેમ, સગાંવહા-

* સહુ કરતા મોટાથી ઊતરતો બીજો ભાઈ અને તેની વહુ.

લાંની મોટી વાતો શી રીતે પહોંચી શકે? શી રીતે એ સમજશે કે કુમારીની દેવસેવાદ્વારા સ્ત્રીત્વનાં બધાં કર્તવ્યો પૂરાં થતાં નથી?

૭

**અમરનાથે** સમજવામાં ભૂલ કરી છે. એક ભેટ લઈને તે સ્ત્રીની પાસે આવ્યો છે. નવ-દસ વાગ્યાનો વખત છે. સ્નાન કરીને અપર્ણા પૂજા કરવા જતી હતી. અવાજ બને એટલો મીઠો કરીને અમર બોલ્યો: "અપર્ણા! તારે માટે કંઈક ભેટ લાવ્યો છું. કૃપા કરી સ્વીકારીશ?"

અપર્ણા હસીને બોલી: "કેમ નહિ સ્વીકારું?"

અમરનાથને જાણે આકાશનો ચંદ્ર હાથમાં આવ્યો હોય એવો આનંદ થયો. આનંદમાં ને આનંદમાં કક્કડ રૂમાલમાં બાંધેલી એક સુંદર પેટીનું ઢાંકણું ખોલવા લાગ્યો. ઢાંકણા ઉપર અપર્ણાનું નામ સોનેરી અક્ષરે લખેલું હતું. હવે એણે અપર્ણાનું મુખ જોવા તેની તરફ નજર કરી. પરંતુ જોયું તો માણસ કાચની બનાવટી આંખો વડે જેવી રીતે જુએ તેવી રીતે અપર્ણા તેની તરફ જોઈ રહી છે! એ જોઈને તેનો બધો ઉત્સાહ એક ક્ષણમાં ઊડી ગયો અને અર્થહીન શુષ્ક હાસ્યમાં પોતાની જાતને સંતાડી દેવા તે મથવા લાગ્યો. શરમથી મોં પડી ગયો હોવા છતાં પણ અમરનાથ પેટીનું ઢાંકણું ખોલીને કેટલીક કુન્તલીન તેલની શીશીઓ અને કંઈક કંઈક બહાર કાઢવા લાગ્યો. અપર્ણાએ વચમાં કહ્યું: "આ બધું શું મારે માટે લાવ્યા છો?"

અમરનાથની વતી જાણે બીજા કોઈએ જવાબ આપ્યો: "હા, તારે માટે જ આણ્યું છે. આ બધી દિલખુશ કરનારી વસ્તુઓ—"

અપર્ણાએ પૂછ્યું: "પેટી પણ શું મને આપી?"

"અલબત."

"ત્યારે એ બધું શું કરવા બહાર કાઢો છો? પેટીમાં જ રહેવા દ્યો."

"ઠીક, રહેવા દે. તું ઉપયોગ તો કરશેને ?" એકદમ અપર્ણાએ ભવાં સંકોચ્યાં. આખી દુનિયાની સાથે લડી લડીને તેનું ચૂરેચૂરા થઈ ગયેલું હૃદય હારી જઈને, વૈરાગ્ય ધારણ કરીને એકાંતમાં ચૂપચાપ બેઠું હતું; એની ઉપર એકાએક આ સ્નેહની વિનતિએ હલકા પ્રકારની મશ્કરીનો ઘા કર્યો. વ્યાકુળ થઈને તેણે એજ ક્ષણે સામો ઘા કર્યો; બોલી : "નકામું નહિ જાય; રાખી મૂકો. મારા સિવાય બીજાં ઘણાંને ઉપયોગમાં આવશે."

જવાબની બિલકુલ અપેક્ષા કર્યા વગર અપર્ણા પૂજાના ઓરડામાં જતી રહી. અને, અમરનાથ વિહ્વળની જેમ એ પાછી ઠેલેલી ભેટ ઉપર હાથ રાખીને એમ ને એમ બેસી રહ્યો. પહેલાં તો એણે મનમાં ને મનમાં હજારો વાર પોતાની જાતને મૂરખ કહીને તિરસ્કારી કાઢી. બહુ વારે લાંબો નિસાસો નાંખી તે બોલ્યો : "અપર્ણા ! પાષાણી !" તેની આંખો આંસુથી ઊભરાઈ ચાલી : ત્યાં જ બેસી પડ્યો અને એના એ વિચારમાં વારંવાર આંખો લૂછવા લાગ્યો. અપર્ણાએ જો ચોખ્ખેચોખ્ખા શબ્દોમાં એની ભેટ પાછી ઠેલી હોત તો વાત જુદી હતી. તેણે ઉપેક્ષા કર્યા વિના પણ ઉપેક્ષામાં રહેલી બધી બળતરા પ્રકટાવી દીધી હતી. એનો ઉપાય એણે શા રીતે કરવો ? એણે શું હવે અપર્ણાને તેના પૂજાના આસન ઉપરથી ખેંચી લાવી તેની જ સામે તેની પાછી ઠેલેલી ભેટને જાતે લાત મારી ચૂરેચૂરા કરી નાંખવા અને બધાની સમક્ષ ભીષણ પ્રતિજ્ઞા કરવી કે હવે કદી એનું મોં નહિ જોઉં ? શું કહેવું. શું કરવું. ક્યાં ભાગી જવું ? રાખ ચોળીને સંન્યાસી થઈ જઉં ને કોક દિવસ અપર્ણાના કોઈ ભયાનક દુઃખને દિવસે તેને બચાવી લેવા એકદમ ક્યાંકથી આવી પહોંચું.

આમ સંભવિત અને અસંભવિત એવા કેટલાયે પ્રકારના ઉત્તર પ્રત્યુત્તરો અને દલીલોથી અપમાનથી પીડાયેલા તેના મગજમાં અધીરાઈ પેદા થવા લાગી. પરંતુ એ એમ ને એમ જ બેસી રહ્યો અને

રડવા લાગ્યો. પણ કેમે કર્યો તેના આ બિલકુલ અસંબંધ સંકલ્પ-વિકલ્પોનો અંત આવ્યો નહિ.

## ૮

**ત્યારબાદ** બે દિવસ ને બે રાત વીતી ગયાં છે. અમરનાથ ઘેર સૂવા આવ્યો નથી. ખબર પડતાં માએ વહુને બોલાવી જરાક ઠપકો આપ્યો. પુત્રને બોલાવીને સમજાવ્યો. વડસાસુએ આ વિષે જરા ગમત પણ કરી લીધી. આમ બનાવનું ગાંભીર્ય ઓછું થઈ ગયું. રાતે અપર્ણાએ સ્વામીની પાસે ક્ષમા માગી કહ્યું : "તમને દુઃખ દેતી હોઉં તો ક્ષમા કરો." અમરનાથ બોલી શક્યો નહિ. પથારીને એક છેડે બેસી બીછાનાની ચાદર વારેવારે તાણીને સાફ કરવા લાગ્યો. સામે જ અપર્ણા ઊભી છે તેના મોં પર મ્લાન હાસ્ય છે. એણે ફરીથી પૂછ્યું : "ક્ષમા નહિ કરો?"

અમરનાથ મુખ નીચું કરી બોલ્યો : "ક્ષમા વળી શાની? ક્ષમા કરવાનો અધિકાર વળી મારો શો છે?"

અપર્ણા સ્વામીના બે હાથ પોતાના હાથમાં લઈ બોલી : "એવું ના બોલો. તમે સ્વામી, તમે ક્રોધ કરો તો મારું શું ચાલે? તમે ક્ષમા નહિ કરો તો હું ઊભી ક્યાં રહીશ? કેમ ગુસ્સે થયા છો બોલો."

અમરનાથ આર્દ્ર થઈને બોલ્યો : "ગુસ્સે ક્યાં થયો છું!"

"નથી થયાને?"

"ના."

અપર્ણાને કંકાસ ગમતો નહિ. ખાતરી ન થવા છતાં પણ વિશ્વાસ રાખી બોલી : "તો સારું." ત્યાર બાદ બિલકુલ નચિંત મને પથારીમાં એક બાજુ સૂઈ ગઈ.

પરંતુ અમરનાથ ભારે આશ્ચર્યમાં પડી ગયો. બીજી દિશાએ

મોં ફેરવી દઈ મનમાં મનમાં વિચાર કરવા લાગ્યો કે મારા શબ્દો આ સ્ત્રીએ માન્યા કેવી રીતે? હું બે દિવસથી આવ્યો નહોતો, મળ્યો નહોતો છતાં 'મેં ગુસ્સો નથી કર્યો'—એ શું માનવા જેવી વાત છે? આવડું મોટું ધાંધલ આટલું જલદી પતી ગયું–બધું ફોગટ ગયું? પછી જ્યારે તેને જણાયું કે અપર્ણા સાચેસાચ ઊંઘી ગઈ છે ત્યારે તે એકદમ બેઠો થઈ ગયો. અને સંકોચ ભૂલી મોટેથી બૂમ પાડી ઊઠયો: "અપર્ણા! ઊંઘી ગઈ શું? ઓ અપર્ણા!"

અપર્ણા જાગી પડી. પૂછ્યું: "મને બોલાવો છો?"

"હા, કાલે હું કલકત્તા જવાનો છું."

"ક્યારે? એ તો તમે પહેલાં કહ્યું ન હતું! એટલામાં તમારી કૉલેજની રજાઓ પૂરી થઈ ગઈ? હજી બે દિવસ રોકાઈ જાઓને?"

"ના, હવે ન રહેવાય."

અપર્ણાએ જરાક વિચાર કરી પૂછ્યું: "તમે શું મારા ઉપર ગુસ્સે થઈને જાઓ છો?" ગુસ્સે થઈને જાય છે એ સાચું છે એમ અમરનાથ જાણતો હતો પરંતુ કબૂલ કરી શક્યો નહિ. સંકોચે સાક્ષાત્ આવીને જાણે તેના ધોતિયાનો છેડો ખેંચ્યો. એને બીક લાગી કે રખેને પાછો એ પોતાનું નમાલાપણું બતાવી દઈ અપર્ણાનું માનભંગ કરે! આમ કુતૂહલહીન સ્ત્રીની નિશ્ચેષ્ટતાએ તેને ભોંઠો પાડી દીધો. સ્વામિત્વનું જે કંઈ તેજ તેણે પોતાનો સ્વાભાવિક અધિકાર સમજી સાચવી રાખ્યું હતું તે બધું આ ચાર મહિનામાં અપર્ણાએ ખેંચી લીધું છે. હવે એ ક્રોધ પણ કઈ હિંમત ઉપર કરે? અપર્ણા પાછી બોલી: "ગુસ્સે થઈને ક્યાંય જશો નહિ. એમ કરશો તો મારા મનને બહુ દુઃખ થશે."

અમરનાથ સાચુંજૂઠું ભેગું કરીને જે કંઈ બોલવા પામ્યો એનો અર્થ એટલો જ થતો હતો કે 'હું ગુસ્સે થયો નથી. અને એના પુરાવા તરીકે હું બીજા બે દિવસ રહી જઈશ.' અને સાચેસાચ એ

રહ્યો પણ ખરો. પરંતુ રડીને વિજયી થવાની એક શરમભરેલી અશાંતિ તેના મનમાં રહ્યા કરી.

૯

**ધોધમાર** વરસાદમાં એક સગવડ છે; એથી આકાશ સ્વચ્છ થઈ જાય છે. પરંતુ ઝરમર ઝરમર પડતા વરસાદથી વાદળાં વીખરાતાં નથી. માત્ર પગ નીચે કાદવ અને ચારે દિશામાં ગમગીની જામી જાય છે. ઘરથી કાદવ ખૂંદતો અમરનાથ કલકત્તા આવ્યો. પણ પગ ધોવા જેટલું પાણી ય એને આ મોટી નગરીમાં શોધ્યું જડયું નહિ. અહીંઆં તેનાં પૂર્વપરિચિત જે બધાં મિત્રો હતાં તેમની આગળ આ કાદવવાળા પગો બતાવતાં પણ એને શરમ આવવા લાગી. ભણવાગણવામાં મન ચોંટતું નથી. આમોદપ્રમોદથી તૃપ્તિ થતી નથી. અહીંઆં રહેવાનું પણ મન થતું નથી. ઘેર જવાની પણ વૃત્તિ થતી નથી. એની આખી છાતી ઉપર જાણે દુઃસહ્ય પીડાનો ભાર ચાંપવામાં આવ્યો છે અને એ ભાર ઉથલાવી પાડવા વ્યાકુળ બનેલું એનું હૃદય, પિંજરની અંદર અંદર ધમપછાડા મારે છે—પરંતુ નિષ્ફળ!

આમ અંતરવેદનાને ભારે તે એક દિવસ માંદો પડ્યો. સમાચાર મળતાં એનાં માબાપ દોડી આવ્યાં. પરંતુ અપર્ણાને સાથે લાવ્યાં નહિ. અમરનાથે પણ એવી આશા રાખી જ હતી એવું નહોતું. છતાં એ વિલાઇ ગયો. માંદગી ઉત્તરોત્તર વધવા લાગી. એ વખતે એને સ્વાભાવિક રીતે અપર્ણાને જોવાની ઇચ્છા થતી, પરંતુ મોં ફાડીને એ બોલી શકતો નહિ. માબાપ પણ એ વાત સમજ્યાં નહિ. આખો વખત દવાદારૂ અને વૈદ્યદાક્તર! આખર, એમના પંજામાંથી એ છૂટયો! —અમરનાથે એક દિવસ પ્રાણત્યાગ કર્યો!

વિધવા થતાં અપર્ણા સ્તબ્ધ થઈ ગઈ. એક ભયંકર ખ્યાલથી તેને આખે શરીરે રુવાડાં ખડાં થઈ ગયાં. તેની જ કામનાનું તો આ

પરિણામ નહિ હોય! આટલા દિવસ જાણે પોતે એ જ ઇચ્છતી હતી! અંતર્યામીએ હવે આટલે દિવસે જાણે તેની એ કામના પૂરી!

બહાર સાંભળ્યું કે એના બાપ પોકેપોક રડે છે. આ શું બધું સ્વપ્નું છે? એ આવ્યા ક્યારે? અપર્ણાએ બારી ઉઘાડીને મોં કાઢીને જોયું. સાચેસાચ જ રાજનારાયણ બાબુ બાળકની જેમ ધૂળમાં આળોટતા રડે છે. પિતાને આળોટતા જોઈ એ પણ ઓરડીમાં જઈ આળોટી પડી. આંસુની ધારાએ જમીન ભીંજવી દીધી.

સાંજ થવાને હવે વાર નથી. પિતાએ આવીને અપર્ણાને છાતી સરસી લઈ કહ્યું: "મા! અપર્ણા!"

અપર્ણા રડી પડી બોલી: "બાપુ!"

"તારા મદનમોહન તને મંદિરે બોલાવે છે, મા!"

"ચાલો બાપુ, જઈએ."

"તારું બધું કામ ત્યાં પડ્યું રહ્યું છે, મા!"

"ચાલો બાપુ, ઘેર જઈએ."

"ચાલો મા, ચાલો." પિતાએ સ્નેહપૂર્વક માથે બોકી દીધી; હૃદય વડે એનું બધું દુઃખ શોષી લીધું; અને બીજે દિવસે દીકરીનો હાથ પકડીને ઘેર આવી ઊભા રહ્યા. આંગળી ચાંધીને કહ્યું: "પેલું મા, તારું મંદિર. પેલા તારા મદનમોહન." આભૂષણ વિનાની અપર્ણા વૈધવ્ય વેશમાં જુદી જ દેખાઈ. જાણે આ ધોળું વસ્ત્ર અને લુખ્ખા વાળ એને વધારે શોભતા હતા. એણે એના પિતાની વાત ઉપર વિશ્વાસ રાખ્યો. એણે વિચાર્યું કે પ્રભુની બોલાવી જ એ પાછી આવી છે. ઠાકોરજીના મુખ ઉપર જાણે એથી જ હાસ્ય ફરકી રહ્યું છે; મંદિરમાં જાણે એથી જ સો ગણી સુગંધ મહેકી રહી છે! પોતે જાણે આ પૃથ્વીથી ખૂબ ઊંચી હોય એમ એને લાગ્યું.

જે સ્વામી પોતાના મરણદ્વારા એને પૃથ્વીથી આટલી ઉન્નત

બનાવી ગયા એ સ્વર્ગસ્થ સ્વામીને સેંકડો વાર પ્રણામ કરીને અપર્ણાએ તેને માટે અક્ષય સ્વર્ગની વાંછના કરી.

## ૧૦

**શક્તિનાથ** એકચિત્તે ઠાકોરજીની મૂર્તિ ઘડતો હતો. પૂજા કરવા કરતાં ઠાકોરજીની મૂર્તિ બનાવવી એને વધારે ગમતી. કેવું રૂપ થશે, નાક, કાન, આંખ કેવાં થશે, કયો રંગ વધારે શોભશે એ જ તેના વિચારનો વિષય હતો. શા વડે તેમની પૂજા કરાય, કયા મંત્રનો જપ કરવો જોઇએ એ બધી નાની વાતોમાં એનું લક્ષ ચોંટતું નહિ. ઠાકોરજીના સંબંધે એ પોતાની જાતે પોતાને પ્રમોશન આપીને સેવકના સ્થાન ઉપરથી પિતાને સ્થાને ચડી ગયો હતો. તો પણ, તેના બાપે તેને હુકમ કર્યો: “ શક્તિનાથ, આજે મને તાવ વધ્યો છે, જમીનદારને ઘેર જઇ તું પૂજા કરી આવ.”

શક્તિનાથે કહ્યું: “ હમણાં તો ઠાકોરજી ઘડું છું—”

વૃદ્ધ અશક્ત પિતા ગુસ્સે થઇને બોલ્યા: “ એ છોકરાંની રમત હવે રહેવા દે, બાપુ. કામ પૂરું કરી આવ. ”

શક્તિનાથને પૂજાના મંત્રો બબડવાની બિલકુલ ઇચ્છા થતી નહિ, તો પણ ઊઠવું પડયું. પિતાની આજ્ઞાથી સ્નાન કરી, ચાદર અને અંગૂછો ખભે નાખીને તે દેવમંદિરમાં આવી ઊભો. આજ પહેલાં પણ એ કેટલીક વાર આ મંદિરમાં પૂજા કરવા આવ્યો હતો. પરંતુ આવો ઠાઠ કદી જોયો ન હતો. આટલાં ફૂલપાન, આટલો ધૂપધૂણીનો આડંબર, રાજભોગ અને નૈવેદ્યની આટલી સભરતા! એને ભારે ચિંતા થવા લાગી કે આ બધાનું હું શું કરું ? કેવી રીતે, કોની પૂજા કરું ? બધાં કરતાં અપર્ણાને જોઈ એ આશ્ચર્ય પામ્યો. આ કોણ, ક્યાંથી આવી, આટલા દિવસ ક્યાં હતી ?

અપર્ણાએ કહ્યું: “ તમે તો ભટ્ટાચાર્ય મહારાજના દીકરા ને ? ”

શક્તિનાથે કહ્યું: “ હા. ”

"તો, પગ ધોઈને પૂજા કરવા બેસો." પૂજા કરવા બેસતાં શક્તિનાથ પાઠ બધો—ધડમૂળથી—ભૂલી ગયો. એકે મંત્ર એને યાદ આવતો નથી. એ તરફ એનું દિલ જ નથી; એમાં શ્રદ્ધા પણ નથી. માત્ર વિચાર કરવા લાગ્યો: 'આ કોણ છે? આટલું રૂપ શાનું છે! શું કરવા બેઠી છે?' વગેરે. પૂજાની વિધિ અવળી સવળી થવા લાગી. ઘડીકમાં ઘંટડી વગાડીને, ક્યારેક ફૂલ ચડાવીને, તો ક્યારેક વળી નૈવેદ્ય ઉપર પાણી છાંટીને આ અભણ નવો પુરોહિત પૂજાનો માત્ર ઢોંગ કરે છે એ બધું સુજાણ પરીક્ષકની માફક પાછળ બેઠી બેઠી અપર્ણા સમજી ગઈ. હરહમેશ જોયા કરવાથી બધી વિધિ એ સારી પેઠે જાણી ગઇ હતી. શક્તિનાથ એની આંખને શી રીતે છેતરી શકે? પૂજા પૂરી થતાં કડક અવાજે અપર્ણાએ કહ્યું: "તમે બ્રાહ્મણના દીકરા છો ને છતાં પૂજા કરતાં આવડતી નથી?"

શક્તિનાથ બોલ્યો: "આવડે છે."

"શું ધૂળ આવડે છે?"

શક્તિનાથે બહાવરાની જેમ એક વખત તેના મોઢા સામું જોયું, ને પછી જવા માંડ્યું. અપર્ણાએ એને પાછો બોલાવી કહ્યું: "બામુન ઠાકુર! આ બધું લઈ જાઓ. પરંતુ કાલે હવે આવતા નહિ. તમારા પિતાને સારું થાય ત્યારે આવવાનું કહેજો." અપર્ણાએ જાતે જ ચાદર અને અંગૂછામાં બધું બાંધી આપીને એને વિદાય કર્યો. મંદિરની બહાર આવતાં શક્તિનાથ ઉપરાઉપરી કંપી ઊઠ્યો.

આ બાજુએ અપર્ણાએ નવેસરથી પૂજાની સામગ્રી તૈયાર કરી; બીજા બ્રાહ્મણને બોલાવી પૂજા પૂરી કરાવી.

## ૧૧

**એક** મહિનો વીતી ગયો છે. આચાર્ય જદુનાથ, જમીનદાર રાજનારાયણ બાબુને સમજાવીને કહે છે: "આપ તો બધું સમજો

છો. મોટા મંદિરની આ મોટી પૂજા મધુ ભટ્ટાચાર્યના છોકરાથી કેમે સમાપ્ત થાય તેમ નથી."

રાજનારાયણ બાબુ હુંકારો ભણી બોલ્યા: "ઘણા દિવસ પહેલાં અપર્ણા પણ એવું જ કહેતી હતી."

આચાર્ય મુખમંડળ વધારે ગંભીર કરીને બોલ્યા: "કહેજને. એ તો સાક્ષાત્ લક્ષ્મીનાં અવતાર છે! એમનાથી કંઈ અજાણ્યું છે?"

જમીનદાર બાબુ પણ એમ જ માનતા હતા. આચાર્ય કહેવા લાગ્યા: "પૂજા હું કરું કે ગમે તો બીજો કરે, પણ માણસ સારું જોઈએ. મધુ ભટ્ટાચાર્ય જ્યાં લગી જીવ્યા ત્યાં લગી એ જ પૂજા કરતા. હવે એમના દીકરાએ જ ગોરપદું કરવું જોઈએ. પણ એ તે કંઈ માણસ છે! માત્ર પડદા ચીતરતાં આવડે છે, રમકડાં ઘડતાં આવડે છે; પૂજા, અર્ચા, કશું આવડતું નથી."

રામનારાયણ બાબુએ અનુમતિ આપી: "પૂજા આપ કરતા હો તો અપર્ણાને જરા પૂછી જોઉં.' પિતાને મોઢે વાત સાંભળીને અપર્ણાએ માથું ધુણાવી કહ્યું: "એમ તે થાય! બામણનો દીકરો નિરાશ્રિત છે, એને ક્યાં કાઢી મૂકીશું? જેવી આવડે એવી પૂજા કરશે. ઠાકોરજી એમાં જ રાજી રહેશે."

છોકરીની વાતથી પિતાને ભાન આવ્યું: "એટલું મને સૂઝ્યું નહિ, મા! તારું મંદિર, તારી પૂજા, તારી ઇચ્છામાં આવે એમ કર. મરજીમાં આવે એને સોંપ." આટલું બોલી પિતા ચાલ્યા ગયા. અપર્ણાએ શક્તિનાથને બોલાવી પૂજા સોંપી. દપકો ખાધો ત્યારથી એ આ બાજુ આવતો નહોતો; એટલામાં એના બાપનું મૃત્યુ થયું. એ પોતે પણ રોગનો ભોગ બન્યો હતો. તેના સુકાયેલા મોં ઉપર શોક અને દુઃખનાં ચિહ્ન જોઈ અપર્ણાને દયા આવી. તેણે કહ્યું: "તમે પૂજા કરજો. જેવી આવડે એવી કરજો. ઠાકોરજી એથી તૃપ્ત

રહેશે." આવો સ્નેહભર્યો અવાજ સાંભળી એને હિંમત આવી. સાવધાન થઈને મન દઈને પૂજા કરવા બેઠો. પૂજા પૂરી થતાં અપર્ણાએ પોતાને હાથે એને બધી ખાદ્યસામગ્રી બાંધી આપી કહ્યું: "સરસ પૂજા કરી! બામુનઠાકુર, તમે શું જાતે રાંધી ખાઓ છો?"

"કોક દિવસ રાંધું છું. કોઈ દિવસ—તાવ આવે એ દાડે વળી નયે રંધાય."

"તમારું શું કોઈ સગું નથી?"

"ના."

શક્તિનાથ ચાલ્યો જતાં અપર્ણા એને ઉદ્દેશીને બોલી:

"અહા!" ભગવાન આગળ બે હાથ જોડી શક્તિનાથની વતી એણે પ્રાર્થના કરી: "ઠાકોરજી! એની પૂજાથી તમે સંતોષાજો. નાના છોકરાનો દોષ અપરાધ જતો કરજો." એ દિવસથી હરહમેશ અપર્ણા દાસી મારફત સમાચાર મેળવતી કે એ શું ખાય છે, શું કરે છે, એને શાની જરૂર છે. નિરાધાર બ્રાહ્મણના દીકરાને આશ્રય આપીને, એ ન જાણે એમ એનો બધો ભાર સ્વેચ્છાપૂર્વક એણે પોતાને માથે ઉપાડી લીધો અને એ દિવસથી આ યુવાન અને યુવતીએ પોતાનાં બધાં ભક્તિ–સ્નેહ, ભૂલ–ભ્રાન્તિ એક કરી દઈ આ મંદિરનું શરણું લઈ જીવનનું બાકીનું કામકાજ ઊંચું મૂકી દીધું.

શક્તિનાથ પૂજા કરે છે, અપર્ણા બતાવે છે. શક્તિનાથ મંત્ર ભણે છે, અપર્ણા તેનો સરળ સીધો અર્થ ભગવાનને સમજાવે છે. શક્તિનાથ ગંધ–પુષ્પ હાથમાં લઈ ચડાવે છે, અપર્ણા આંગળી વતી બતાવી કહે છે: "બામુનઠાકુર, આજ આવી રીતનું સિંહાસન શણગારો જોઉં, સુંદર લાગશે." આ પ્રકારે આ મોટા મંદિરનું કામ ચાલવા લાગ્યું. જોઈ સાંભળીને આચાર્ય કહેતા: "છોકરાંની રમત થાય છે." વૃદ્ધ રાજનારાયણ કહેતા: "ગમે તેમ કરી છોકરી પોતાનું દુઃખ ભૂલે એટલે બસ."

૧૨

**નાટકની** રંગભૂમિ ઉપર જેમ પહાડ, પર્વત, વાવાઝોડું, પાણી વગેરે આંખના પલકારામાં ઊડી જાય અને એક ભવ્ય રાજ-મહેલ ક્યાંકથી આવી પડે અને માણસોનાં દુઃખ તથા ગરીબીનાં બધાં ચિહ્નો સુખસંપત્તિમાં ફેરવાઇ જાય, એવું જ શક્તિનાથના જીવનમાં પણ જાણે થયું. પહેલાં તે જાગતો હતો અને હવે ઊંઘમાં સુખસ્વપ્ન જુવે છે તે સાચું, કે પહેલાં ઊંઘમાં દુઃસ્વપ્ન જોતો હતો અને હમણાં એકાએક જાગી ઊઠ્યો છે એ સાચું—એ પહેલાં તો એને બરાબર સમજાતું નહિ; છતાં પણ આ જવાબદારી વિનાની દેવસેવારૂપી સોનાની સાંકળ તેને આખે અંગે જકડી રાખે છે અને રહી રહીને એ ખણણ શબ્દે રણકી ઊઠે છે—એમ પેલાં ફેંકી દીધેલાં માટીનાં પૂતળાં તેને વચ્ચે વચ્ચે સ્મરણ આપતાં હતાં. એ સ્વર્ગસ્થ પિતાની વાત સંભારતો, પોતાની પહેલાંની સ્વતંત્રતા યાદ કરતો, અને એને લાગતું કે જાણે પોતે વેચાઈ ગયો છે, અપર્ણાએ એને ખરીદી લીધો છે. આમ, અપર્ણાના સ્નેહે ધીમે ધીમે તેને મોહજાળની માફક વીંટી દીધો.

અચાનક એક દિવસ શક્તિનાથનો મોસાળ ભાઈ આવ્યો. તેની બહેનનાં લગ્ન હતાં. મામા કલકત્તા રહેતા. સિતારો ચડતો હતો એટલે જ સુખના દા'ડામાં ભાણેજ યાદ આવ્યો. જવાનું છે, કલકત્તા જવાનું છે, એ વાત શક્તિનાથને ખૂબ ગમી ગઈ. આખી રાત એણે ભાઈની પાસે બેસીને કલકત્તાનાં સુખની સુંદરતાની વાત અને સમૃદ્ધિની વાતો સાંભળી. તે મુગ્ધ થઈ ગયો. બીજે દિવસે મંદિરે જવાની તેને ઇચ્છા થઈ નહિ.

મોડું થઈ ગયું છે જોઈ અપર્ણાએ બોલાવવા મોકલ્યો. શક્તિનાથે જઈને કહ્યું: "આજે હું કલકત્તે જવાનો છું; મામાએ બોલાવવા મોકલ્યો છે." આમ કહી તે જરાક સંકોચ પામીને ઊભો રહ્યો.

અપર્ણા થોડીવાર ચૂપ રહી. પછી તેણે પૂછ્યું: "ક્યારે પાછા આવશો? શક્તિનાથ બીતો બીતો બોલ્યો: "મામા રજા આપશે કે તરત ચાલ્યો આવીશ." અપર્ણાએ વધારે કંઈ પૂછ્યું નહિ. ફરી પાછા જદુ આચાર્ય આવી પૂજા કરવા લાગ્યા. પહેલાંની જેમ અપર્ણા પૂજા જોવા લાગી. પરંતુ કંઈ કહેવામૂકવાની એને હવે જરૂર લાગી નહિ, ઇચ્છા પણ થઈ નહિ.

કલકત્તા આવ્યા પછી અનેક વિચિત્રતાઓમાં શક્તિનાથના બહુ દિવસો વીતવા લાગ્યા, છતાં કેટલાક દિવસ પછી ઘેર જવા એનું મન ઊંચુંનીચું થવા લાગ્યું. લાંબા આળસભર્યા દિવસો હવે જાણે પસાર થતા ન હતા. રાતે એ સ્વપ્નાં જોવા લાગ્યો, કે જાણે અપર્ણા એને વારેવારે બોલાવે છે અને જવાબ ન મળવાથી ચિડાય છે. એક દિવસ મામાને એણે કહ્યું: "મારે ઘેર જવું છે." મામાએ ના પાડી: "એ જંગલમાં જવાથી હવે શું વળવાનું છે? અહીં રહીને ભણતો ગણતો થા. હું તને નોકરીએ લગાડી આપીશ."

શક્તિનાથ માથું ધુણાવી મૂંગો રહ્યો. મામાએ કહ્યું: "તો જા." મોટી વહુએ શક્તિનાથને બોલાવી કહ્યું: "દિયરજી, કાલે ઘેર જવાના છો કેમ?"

શક્તિનાથે કહ્યું: "હા જવાનો છું."

"અપર્ણાને મળવા મનમાં કંઈ કંઈ થાય છે, નહિ?"

શક્તિનાથે કહ્યું: "હા."

"એ તમારી ઉપર બહુ માયા રાખે છે, નહિ?"

શક્તિનાથે માથું હલાવી કહ્યું: "હા, ખૂબ માયા રાખે છે."

મોટી વહુ મોં મલકાવી હસી. તેણે અપર્ણાની વાત પહેલાં શક્તિનાથની પાસેથી જ સાંભળી હતી. એણે કહ્યું: "તો દિયરજી!

આ બે ચીજ લેતા જાઓ. એને આપજો. એ વધારે માયા રાખશે." કહીને તેણે એક શીશીનો ડાટો ઉઘાડી જરાક અત્તર શક્તિનાથના શરીર ઉપર છાંટ્યું. સુગંધથી શક્તિનાથ ખૂબ આનંદ પામીને બંને શીશી ચાદરને છેડે બાંધી લઈને બીજે દિવસે ઘેર પાછો આવ્યો.

## ૧૩

**શક્તિનાથે** મંદિરમાં પ્રવેશ કર્યો છે, પૂજા પૂરી થઈ છે. ચાદરમાં પેલી બે શીશી બાંધેલી છે; પરંતુ આપવાની હિંમત ચાલતી નથી. આ થોડા દિવસમાં અપર્ણા તેની પાસેથી કેટલી દૂર ખસી ગઈ હતી! મોં ખોલીને તે કેમે કર્યો બોલી શકયો નહિ કે: "તમારે માટે ભક્તિપૂર્વક કલકત્તાથી આ લાવ્યો છું. સુગંધથી તમારા ભગવાન તૃપ્ત થાય છે, તમે પણ થશો જ." આમ ને આમ સાત આઠ દિવસ વીતી ગયા. રોજ એ ચાદરમાં બાંધીને બંને શીશી લેતો આવે, રોજ પાછી લઈ જાય અને સાચવીને બીજા દિવસ માટે મૂકી રાખે.

પહેલાંની માફક એક દિવસ પણ જો અપર્ણાએ તેને બોલાવીને કંઈ પૂછ્યું હોત તો કદાચ પેલી વસ્તુ એને આપી દેત. પરંતુ એ સુયોગ હવે કેમે કર્યો આવ્યો નહિ. આજે બે દિવસ થયાં એને તાવ આવે છે, તો પણ બીકનો માર્યો એ મંદિરે પૂજા કરવા આવે છે. કોઈ એક અજાણી આશંકાથી એ રોગની વાત પણ કહી શકતો નથી. પરંતુ અપર્ણાને સમાચાર મળ્યા કે બે દિવસ થયાં શક્તિનાથ કશું ખાતો નથી, અને છતાં પૂજા કરવા તો આવે જ છે. અપર્ણાએ પૂછ્યું: "બામુનઠાકુર, તમે બે દિવસ થયાં કશું ખાતા કેમ નથી?"

શક્તિનાથે શુષ્ક મુખે કહ્યું: "મને રોજ રાતે તાવ આવે છે."

"તાવ આવે છે? તો પછી નાહી કરીને પૂજા કરવા શા માટે આવો છો? કહેતા કેમ નથી?" શક્તિનાથની આંખોમાં પાણી આવ્યાં. ક્ષણવારમાં એ બધી વાત ભૂલી ગયો અને પેલી ચાદર

છોડી એ શીશી બહાર કાઢી એણે કહ્યું : "તમારે માટે આ આણી છે."

"મારે માટે ?"

"હા, તમને સુગંધ ગમે છે, નહિ ?"—ગરમ દૂધ જેમ જરાક અમથો અગ્નિનો તાપ મળતાં ઊભરાઈ જાય છે, તેવી જ રીતે અપર્ણાના આખા શરીરનું લોહી ઊકળી ઊઠ્યું. શીશીઓ જોતાં વેંત જ એ ઓળખી ગઈ હતી. ગંભીર સ્વરે બોલી : "લાવો." ને હાથમાં લેતાં જ અપર્ણાએ મંદિરની બહાર જ્યાં પૂજાનાં સૂકાં ફૂલ પડેલાં હતાં ત્યાં જઈ તેણે એ બંને શીશી અફાળી. ભયથી શક્તિનાથના હૃદયનું લોહી ઠરી ગયું. કઠોર સ્વરે અપર્ણા બોલી : "બામુનઠાકુર ! તમારા મનમાં આટઆટલું ભર્યું છે ! હવે ફરી મારી આગળ આવતા નહિ. મંદિરનો પડછાયો સરખો પણ લેતા નહિ." અપર્ણાએ ચંપાની કળી જેવી આંગળી વડે બહારનો રસ્તો દેખાડી દઈ કહ્યું : "જાઓ, ચાલ્યા જાઓ........."

આજ ત્રણ દિવસ થયાં શક્તિનાથ ગયો છે. વળી પાછા જદુ આચાર્ય પૂજા કરવા બેઠા છે. ઉદાસ ચહેરે અપર્ણા જોઈ રહી છે, જાણે કોઈની પૂજા કોઈ આવીને પૂરી કરે છે ! પૂજા પૂરી કરી રહી પ્રસાદનો ઢગલો ટુવાલમાં બાંધતાં બાંધતાં આચાર્ય મહાશય નિસાસો નાંખી બોલ્યા : "છોકરો દવાદારૂ વિના મરી ગયો !"

આચાર્યના સામું જોઈ ને અપર્ણાએ પૂછ્યું : "કોણ મરી ગયું ?"

"તમે હજી નથી સાંભળ્યું ? થોડાક દહાડાના તાવ પછી શક્તિનાથ—પેલો મધુ ભટ્ટાચાર્યનો છોકરો—આજે સવારે મરી ગયો." તોયે અપર્ણા તેમના મોં સામું જોઈ રહી. આચાર્ય બારણા બહાર આવીને બોલ્યા :

"પાપને લીધે આજકાલ આવાં અકાળ મરણ થાય છે—ભગવાનની સાથે તે વળી તમાશો થતો હશે, મા ?" આચાર્ય ચાલ્યા

ગયા. અપર્ણા બારણાં બંધ કરી જમીન ઉપર માથું નાખી રડવા લાગી. હજારો વાર રડીરડીને પૂછવા લાગી: "ઠાકોરજી ! આ કોને પાપે ?"

બહુવાર પછી એ ઊઠી બેઠી થઈ. આંખો લૂછી નાંખી, પેલાં સૂકાં ફૂલમાં પડેલી સ્નેહની ભેટ આદરપૂર્વક લઈ આવી માથે ચડાવી. મંદિરમાં જઈને એ ઠાકોરજીને ચરણે ધરી રડતાં રડતાં બોલી: "ઠાકોરજી ! મારાથી જે લેવાઈ નહિ તે તમે લો. મારે પોતાને હાથે મેં કદીયે તમારી પૂજા કરી નથી; આજે કરું છું. તમે સ્વીકાર કરો. તૃપ્ત થાઓ: મને બીજી કંઈ ઇચ્છા નથી."

## બોજો

### [ વાર્તા ચોથી ]

૧

**સાગરપુરમાં** આજે મોટી ધામધૂમ મચી રહી છે. ઢોલ—શરણાઈથી આખું ગામ ગાજી ઊઠયું છે. અઠવાડિયાથી કેવી ધાંધલ મચી રહી છે તે એ ગામના અને આજુબાજુના ચારપાંચ કોસની અંદરના લોકો જાણે છે. આ રાજસૂય યજ્ઞમાં ઢોલનગારાંનો એવડો મોટો સમુદાય ભેગો થયો છે, શરણાઈઓનો એવો તો આદર્શ એકસૂર જામ્યો છે, કાંસાનાં વાજિંત્રોનું એવું તો પ્રચંડ પરાક્રમ પ્રકટ થયું છે કે આ ગામના લોકોએ આજ પહેલાં આવી ધામધૂમ કદી પણ જોઈ ન હતી. જાતજાતનાં વાજાંને લીધે માણસોનો જે આનંદ-કોલાહલ ઉત્પન્ન થયો છે, તેને લીધે ગામનાં પશુઓ અત્યંત ગુસ્સે થઈ ગયાં છે, અને ખાસ કરી ગાયવાછરડાં તો ઢોલનગારાનાં આ આત્મદ્રોહી કાર્યને લીધે હૃદયમાં એટલાં તો પીડા પામ્યાં છે કે તેનો પાર નથી. આટલા મોટા સમારંભનું કારણ એક સગીર વયના—ચૌદ વરસના બાળકનું લગ્ન છે !

સાગરપુરના જમીનદાર શ્રીયુત હરદેવ મિત્રના એકના એક છોકરાના લગ્નને કારણે જ આ બધી ધામધૂમ મચી રહી છે. હરદેવ મિત્ર ખૂબ મોટા માણસ છે. લગભગ ૨૫–૨૬ હજાર રૂપિયાની તેમને વાર્ષિક આવક છે. વરરાજાનું નામ શ્રીયુત્ સત્યેન્દ્રકુમાર મિત્ર છે. એ હેર સાહેબની નિશાળમાં એન્ટ્રન્સ કલાસમાં ભણે છે. આટલી નાની ઉંમરે લગ્ન કરવાનું કારણ એ જ છે કે સત્યેન્દ્રની માતાને વહુનું મુખ જોવાનો ભારે ઓરતો છે.

વર્ધમાન જિલ્લાના દિલજાનપુરના જમીનદાર શ્રીયુત કામાખ્યાચરણ ચૌધરીની નાની છોકરી સરલાની સાથે સત્યેન્દ્રનાં લગ્ન થઈ ગયાં.

ફૂટડી વહુ ! સત્યેન્દ્ર મહા સુખી થયો.

દસ વરસની ફૂટડી નાની વહુનું મુખ જોઈને સત્યેન્દ્રની માતા વિશેષ આનંદ પામી. લગ્નને બીજે જ વર્ષે હરદેવબાબુએ વહુને ઘેર તેડી, કારણ કે વહુને પિયર રાખી મૂકવાની ગૃહિણીની બિલકુલ ઇચ્છા નહોતી. એ તો ઘણી વાર કહેતાં કે લગ્ન થયા બાદ વહુને બાપને ઘેર રાખવી ન જોઈએ. મત કાંઈ ખરાબ નથી !

સત્યેન્દ્રના અભ્યાસની સગવડ ખાતર હરદેવબાબુને પત્ની સહિત કલકત્તા જ રહેવું પડતું. સરલા કલકત્તા આવી. નાની ઉંમરે લગ્ન થયાં હતાં એટલે સરલા હરદેવબાબુની સાથે વાતચીત કરતી, એટલું જ નહિ પણ સત્યેન્દ્ર ઊભો હોય છતાં પણ તે સાસુ સાથે બોલતી ચાલતી. સાસુને એથી ખરાબ નહિ, પણ સારું જ લાગતું.

કેટલાક દિવસ બાદ કામાખ્યાબાબુ સરલાને ઘેર તેડી ગયા. બેએક મહિના પછી સત્યેન્દ્ર એક દિવસ ગુસ્સે થઈને બોલ્યો: "આ ચોપડીઓમાં બાવાં લાગ્યાં છે, ખડિયામાં શાહી સુકાઈ ગઈ છે, એ બધાં પર નજર રાખે-એવું કોણ છે ?"

મા એનું કહેવું સમજી ગઈ. હરદેવબાબુને પણ કાને વાત પહોંચી. તેમણે હસીને વહુને તેડવા માણસ મોકલ્યો. લખ્યું: "અમારા ઘરમાં

બહુ ધમાલ ચાલે છે. વહુમા વિના એનો ઉકેલ થાય એમ લાગતું નથી, તો વહુમાને મોકલી આપશો. ”

સરલા પાછી આવી. સત્યેન્દ્રનાં નાનાં નાનાં કામ પણ તે જાતે જ કરતી. ચોપડીઓ ઝાપટી લૂછીને ગોઠવી રાખવી, કૉલેજે પહેરી જવાનું ધોતિયુંપહેરણ તૈયાર રાખવાં—જેથી કરીને ઉતાવળમાં બે હાથે બે રંગનાં બટન તે બીડવા ન માંડે અથવા તો ખાતાં ખાતાં બહુ મોડું થઈ ગયું હોય ને કૉલેજનો પહેલો સમય પૂરો થવા આવી ગયો હોય એવે વખતે એક પગમાં કાર્પેટના અને બીજા પગમાં વાર્નિસ કરેલા જોડા તે પહેરી ન બેસે, અથવા તો સફેદ પહેરણ ઉપર, ધોબીને ઘેર મોકલવા કાઢી રાખેલી મેલી ચાદર ઓઢી ન બેસે—એ બધું જોવાનું કામ સરલા કરતી. પણ સરલા ન હોય તો ઘણે ભાગે આવો ગોટાળો થઈ પણ જતો. આવો બેધ્યાન માણસ કોઈએ કદી પણ જોયો નહિ હોય. આ બધું કામ સરલા સિવાય બીજા કોઈથી થતું પણ નહિ એ ય ખરું; અને થતું તો પણ સત્યેન્દ્રને પસંદ ન પડતું એટલે પણ કામ બધું સરલા જ કરતી.

૨

સુશીલા સરલાની મોટી બહેન થતી. તેના છોકરાને અન્નપ્રાશનનો વિધિ કરવાનો હતો. એટલે કામખ્યાબાબુ દૌહિત્રના અન્નપ્રાશનને પ્રસંગે સરલાને ઘેર તેડી જવા માટે કલકત્તા આવ્યા.

સરલાની બહેને સરલા અને સત્યેન્દ્રને આવવા માટે ખાસ આગ્રહ કરી કાગળ લખ્યો હતો. ખાસ કરીને સરલા લગભગ ત્રણ વરસથી દિલજાનપુર ગઈ ન હતી. સત્યેન્દ્ર પણ જવા માટે સંમત થયો. કામાખ્યાબાબુ પરમ આનંદપૂર્વક જમાઈ અને દીકરીને લઈને દેશમાં આવ્યા.

બહુ દિવસે જમાઈદીકરીને આવેલાં જોઈ ગૃહિણીને અત્યંત આનંદ

થયો. જેના છોકરાનું અન્નપ્રાશન હતું તેણે જાતે આવીને બંને જણુ સાથે ખૂબ વાતો કરી, અને અનેક રીતે તેમનું મનરંજન કર્યું.

શુભ પ્રસંગ નિર્વિઘ્ને પૂરો થઈ ગયા પછી સત્યેન્દ્ર ઘેર જવા તૈયાર થયો, પરંતુ ગૃહિણીએ એમાં વાંધો ઉઠાવ્યો, કહ્યું: "આટલે દિવસે આવ્યા છો, થોડા દા'ડા વધારે રહેવું પડશે."

સરલાએ પણ આગ્રહ કર્યો એટલે વળી બેચાર દિવસ રહેવાને સત્યેન્દ્ર સંમત થયો. બેચાર દિવસ વીતી ગયા, છતાં સરલા જવા દેવા ઇચ્છતી નહોતી ! પરંતુ ગયા વિના ચાલે એમ નહોતું. ભણવા-ગણવામાં બહુ જ હરકત પહોંચે એમ હતું. પરીક્ષાને પણ બહુ વાર નહોતી. જતી વખતે સરલાએ પૂછ્યું: "મને હવે ક્યારે લઈ જશો ?"

સત્યેન્દ્રે કહ્યું: "તારી ઇચ્છા હશે ત્યારે."

"તો તો મને દસબાર દિવસ પછી લઈ જજો." સત્યેન્દ્ર અત્યંત આનંદ પામ્યો. એણે આટલું બધું ધાર્યું નહોતું.

આંસુભરી આંખોએ સરલા સ્વામીને વિદાય આપી બોલી: "જુઓ, મારે માટે ચિંતા ના કરતા અને મોડી રાત સુધી વાંચી-વાંચી માંદા ના પડતા." સરલાએ રાતે દસથી વધારે મોડે સુધી ન વાંચવાના ખાસ સોગન ખવડાવ્યા. સત્યેન્દ્ર ઉદાસ દિલે એ જ દિવસે કલકત્તા પહોંચ્યો.

સત્યેન્દ્રનાથ ચોપડી લઈને બેઠો હતો. ચોપડીનાં પાનાં સાથે એનું મન જાણે વિષમ યુદ્ધ ચલાવી રહ્યું હતું.

સત્યેન્દ્રે ગણી જોયું તો આખા દિવસમાં બધી મળીને છવ્વીસ લીટીઓ વંચાઈ છે. દુઃખી ભાવે એણે વિચાર્યું: "વાહ ! આમ વાંચીને હું પાસ થવાનો !" ધીમે ધીમે દુઃખમાંથી જાગ્યો. એણે વિચાર્યું: "દોષ બધો પેલી બળ્યા મોઢાની *સરેનો છે. આ પાંચ દા'ડાથી

* સરલાનું ટૂંકું રૂપ.

આવ્યો છું. જરાકે વાંચી શક્યો નથી. પહેલાં તો એમ થતું કે, 'વાંચવાને વખતે પજવે છે, દસ પછી વાંચવા જતાં દીવો બુઝાવી નાખે છે, એના કરતાં લાવ એને ક્યાંક મોકલી દઈ નિરાંતે વાંચું.' પણ બરાબર ઊંધું જ થયું ! કાલે જ એને તેડવા જઈશ. નહિ તો શું શરમમાં ને શરમમાં નાપાસ થવું ?"

ગમે તે રીતે સત્યેન્દ્રનાથ મનસૂબો ઘડી રહ્યો હતો કે, એને તેડી લાવવી શી રીતે ? એવી વાત કરવી પણ શી રીતે ? શરમ આવે ! એના પર આટલો પ્રેમ શી રીતે થઈ ગયો ? બે દિવસ—

એક નોકરે આવી તાર એના હાથમાં આપ્યો. સત્યેન્દ્ર અતિશય વિસ્મય પામ્યો, પણ વિચાર કરવાનો વખત ન હતો. ક્યાંથી તાર આવ્યો ? પરબીડિયું ખોલતાં સત્યેન્દ્રના હાથ કંપ્યા, અંદરની હકીકતથી તો એનું માથું એકદમ ઘૂમવા લાગ્યું: "સરલા માંદી છે !"

એ જ દિવસે હરદેવબાબુ સત્યેન્દ્રને લઈને દિલજાનપુર જવા ઊપડ્યા.

ઘરની સામે જ કામાખ્યાબાબુનો ભેટો થયો. હરદેવબાબુએ શ્વાસ પાડી પૂછ્યું: "વહુમાને કેમ છે ?"

કામાખ્યાબાબુએ કહ્યું: "અંદર ચાલો."

હરદેવબાબુએ અંદર જઈ જોયું તો સરલા કોલેરાના પંજામાં પડી છે. એક દિવસમાં તો જાણે સરલા ઓળખાય એવી રહી નથી. આંખો ઊંડી ઊતરી ગઈ છે. સમજુ હરદેવબાબુ સમજી ગયા કે સ્થિતિ બહુ સારી નથી. આંખો લૂછીને તેમણે તેને બોલાવી: "મા, સરલા !"

સરલાએ તેમની સામે જોયું. હજુ પણ સરલાને ઠીક ઠીક ભાન હતું.

"કેમ છે, મા ?"

સરલા હસીને બોલીઃ “ સારું છે ને ?”

બંને જાણ્યાં સમજ્યાં, અંદર અંદર સમજૂત થઈ ગઈ. બધાં ગયાં એટલે સત્યેન્દ્ર આવીને પાસે બેઠો. અતિશય ભયમાં એકે શબ્દ નીકળ્યો નહિ ત્યારે જોર કરીને ઘુમ્મા અને ભાંગી ગયેલા અવાજે સત્યેન્દ્રે બોલાવી : “ સરો !” શુષ્ક ભાંગેલું ગળું ! એમાં શું ? એ જ પરિચિત સ્વર ! એ જ પ્રેમભર્યો બોલ “સરો ?” એમાં તે ભૂલ થાય ? સરલાએ જોયું. તેણે હરદેવબાબુને જોતાં જ સત્યેન્દ્ર ઘણું ભાગે આવ્યો હશે, એવું અનુમાન કરી લીધું હતું. સરલાને સ્વામી સાથે ગમ્મત કરવી બહુ ગમતી. એણે હસીને પૂછ્યુંઃ “ શું તેડી જવા આવ્યા છો ?”

અવાજ પડી ગયો હતો. આટલીવાર સુધી ગમે તેમ કરી આંખોનું પાણી રોકીને એ બેઠો હતો. પણ આ સ્થિતિ જોતાં એ રેતીનો બંધ તૂટી ગયો.

સત્યેન્દ્ર સમજતો કે આ સમય રડવાનો નથી. પરંતુ બળ્યાં આંસુને તે કંઈ એવો વિવેક હોય છે ? ખારી લહેરથી ધીમે ધીમે એમણે એક પછી એક ટપકવા માંડ્યું. ટપકી ટપકી એ સરલાના દેહ ઉપર પડતાં હતાં. આવો લાગ આંસુને પણ કદીય મળ્યો હશે શું ? કદી પણ નહિ. તમારે અથવા સરલાને લીધે શું તે આવો લાગ જતો કરે ? સરલાએ કદી સ્વામીને રડતો જોયો ન હતો. એ પણ રડી. બહુ વારે આંસુ લૂછી નાંખી એ બોલી : “ છિઃ, રડો છો શાને ? મરદથી તે કંઈ રડાતું હશે ?”

“ એમ, ખરું કહે છે, સરલા ! તું બરાબર સમજે છે ! અંતરની બળતરાથી પુરુષો સુકાઇને લાકડું થઈ જાય તો ભલે, પણ એક બિન્દુ આંસુ ન પડવું જોઈએ ! આંસુ તો સ્ત્રીઓ માટે ! પુરુષોનો એમાં હાથ નાંખવાનો અધિકાર જ નહિ ! દુઃખથી બળી જાઓ પણ રડી શકશો નહિ. રડશો તો સ્ત્રી થઈ જશો ! સરલા ! આ નિયમ તમે

લોકોએ જ ઘડેલો છે ને?"

સરલા સ્વામીનો હાથ પોતાના હાથમાં દબાવી પકડીને રડતી રડતી બોલી: "પુનર્જન્મમાં માનો છો કે?"

સત્યેન્દ્ર રડતાં રડતાં બોલ્યો: "પહેલાં માનતો કે નહિ એ ખબર નથી. પરંતુ આજથી બરાબર માનીશ."

સરલાના મુખ ઉપર જરાક હાસ્યનું ચિહ્ન પ્રકાશ્યું. દવા ખવડાવવાનો વખત થયો છે જોઈ કામખ્યાબાબુ, હરદેવબાબુ અને દાક્તર ઓરડામાં આવ્યા. દાક્તર નાડી તપાસી બોલ્યા: "આશા બહુ ઓછી છે. પછી તો ઈશ્વરેચ્છા!"

અને ઈશ્વરેચ્છાથી જ બીજે દિવસે સાત વાગે સરલાનું મૃત્યુ થયું! સાંજરે હરદેવબાબુ સત્યેન્દ્રનાથને લઈને કલકત્તા પાછા ગયા.

૩

જાણે કંઈનું કંઈ ગયું! હું સત્યેન્દ્ર રાજશય્યામાં પડ્યોપડ્યો ઈન્દ્રરાજાનું સુખ અનુભવતો હતો, એવામાં કોણ જાણે કોણે ઢંઢોળીને મારું સુખસ્વપ્ન ભાંગી નાંખ્યું! મધરાતે ઊઠીને બેઠો છું. ઊંઘ ઊડી ગઈ છે. મારી આજીવન સખી પેલા ભાંગ્યાતૂટ્યા ખાટલામાં પડેલી છે. હું તે રડું કે હસું? સુખના વહેણમાં અનંત ભણી તણાતો જતો હતો, ત્યાં એકાએક જાણે કોક અજાણ્યા કિનારે આવી બંધાઈ ગયો છું! હવે ફરી કદી પણ જાણે પેલા સુખસ્રોતમાં વહી શકીશ નહિ! બધું જ ઊંધું થઈ ગયું છે. જીવનના કેન્દ્ર સુદ્ધાંને કોઈ ખેંચીને પરીઘમાંથી દૂર તાણી ગયું છે! કશાનો જ જાણે હવે પત્તો લાગતો નથી! આ તે શું થયું?

રાતે સત્યેન્દ્રનાથ બારીમાં બેસી સાગરપુરનો અંધકાર જોતો હતો. ઝાડપાન પણ જાણે સત્યેન્દ્રની સાથે નિસ્તબ્ધતાની આપલે કરી રહ્યાં હતાં!

સુ...સુ...કરતો રાત્રીનો પવન વહી ગયો. કંઈ કહી ગયો શું? કહી જ ગયો તો! એ જ—એની એ વાત. બધી ચીજો જાણે એજ એક વાત કહેતી ફરે છે! થયું છે શું? બપૈયો હવે "આંખ ગઈ" એમ બોલતો નથી, "મરી ગઈ" એમ બોલે છે. ને "વહુ વાત કહે" નામનું પંખી પણ હવે પોતાના બોલ બોલતું નથી, તે પણ બોલે છે: "વહુ મરી ગઈ છે." બધાં જ આ એકની એક વાત વારેવારે બોલતાં ફરે છે. સુ...સુ...કરતો રાત્રીનો પવન પણ જાણે એ જ શબ્દ બોલે છે: "નથી, નથી, એ નથી!"

કેમ છો સત્ય? માથું કંઈ બહુ જોરથી દુઃખતું હોય એમ લાગે છે? એને તો આજે બહુ દિવસો થઈ ગયા! જરાક સૂઈ જા ને ભાઈ! હરહમેશ શું આમ ને આમ આ બારીએ બેસી રહીશ?

સત્યેન્દ્ર અંધારામાં તારા જોતો હતો. જે સૌથી ઝાંખા હતા એને વધારે ધ્યાનપૂર્વક જોતો હતો.

આંખ બંધ કરવાની હિંમત ચાલતી નથી. રખેને સરો ગુમ થઈ જાય! પણ આખરે, જોઈ જોઈને થાકી જતાં એની મેળે એ જ ઠેકાણે તે ઢળી પડે છે. સવારે ઊંઘ ઊડી જતાં પાછો એને જોવા પ્રયત્ન કરે છે. પ્રકાશ હવે ગમતો નથી. જ્યોત્સ્નામાં હવે આનંદ આવતો નથી. એકલા ક્ષીણ પ્રકાશવાળા તારા તે કાંઈ પ્રકાશમાં જોઈ શકાય?

સત્યેન્દ્ર એમ. એ. ની પરીક્ષામાં નાપાસ થયો છે. પાસ થવાની હવે ઇચ્છા પણ નથી. ઉત્સાહ બધો ભાંગી પડ્યો છે. પાસ થવાથી તારા કંઈ પાસે આવે? હરદેવબાબુ કુટુંબ સાથે દેશમાં આવ્યા છે. સત્યેન્દ્ર કહે છે કે એ ઘેર રહીને જ વધારે સારી રીતે પરીક્ષા આપી શકશે. શહેરની ધમાલમાં બરાબર અભ્યાસ થતો નથી. સત્યેન્દ્ર અત્યારે એવી જાતનો માણસ થઈ ગયો છે કે મોં જોતાં જ જણાઈ આવે કે જાણે ઘણા દિવસથી કશું ખાવાનું મળ્યું નથી. જાણે ભયંકર રોગમાંથી હમણાં જ ઊઠવા પામ્યો છે!

બપોરની વખતે સત્યેન્દ્ર ઓરડાનું બારણું બંધ કરે છે. ફેટોગ્રાફ પરની ધૂળ ઝાડીઝૂડીને સાફ કરે છે. પોતાની જૂની ચોપડીઓ ગોઠવવા બેસે છે. હારમોનિયમનું ઢાંકણુ ખોલી નાખીને અમસ્તોઅમસ્તો સાફ-સૂફ કરે છે. સરલાએ સાફ કરેલી ચોપડીઓ વધારે સાફ કરે છે. સુંદર કાગળ અને પરબીડિયું લઈને સરલાને પત્ર લખે છે અને ગમે તે કંઈ સરનામું કરીને પોતાની પેટીમાં ભરી રાખે છે. સત્યેન્દ્રનાથ! તું એકલો નથી, અનેકનું નસીબ તારી માફક નાનપણમાં ફૂટી જાય છે. બધા શું તારી જેમ પાગલ બને છે? સાવધાન થા, સત્ય! દરેક વાતને હદ હોય છે. મરેલાં માનવી પરના પ્રેમની ય એક હદ નક્કી હોય છે. જો હદ વટાવી જઈશ તો દુઃખી થઈશ. કોઈ બચાવી શકશે નહિ.

સત્યેન્દ્રની માતા બહુ બુદ્ધિશાળી હતી. તેણે એક દિવસ સ્વામીને બોલાવી કહ્યું: "સત્ય મારો કેવો થઈ ગયો છે, જોયું?"

સ્વામી બોલ્યા: "જોઉં છું ને! પણ શું કરીએ?"

"ફરીથી પરણાવો. સારી વહુ આવશે તો સત્ય પાછો હસતો થશે, પાછો બોલતો થશે."

એ જ દિવસે સત્યેન્દ્ર જમવા બેઠો એટલે માતાએ કહ્યું: "મારી એક વાત સાંભળીશ?"

"શી?"

"તારે ફરીથી પરણવું પડશે."

સત્ય હસીને બોલ્યો: "આ તારી વાત? હવે આટલી ઉંમરે વળી એ બધું શું?"

માએ પહેલાંથી જ આંસુ ભેગાં કરી રાખ્યાં હતાં. તે હવે વિના બોલ્યે ટપકવા લાગ્યાં. આંસુ લૂછી નાખી મા બોલ્યાં: "ભાઈ, એકવીસ વરસે તે કોઈ મોટો થઈ ગયો કહેવાય? પરંતુ સરલા દયા

આવતાં આ કંઈ કહેવાનું મને ગમતું નથી. પણ મારાથી હવે એકલાં રહેવાતું નથી."

બીજી સવારે હરદેવબાબુએ સત્યેન્દ્રને બોલાવી એ જ વાત કહી. સત્યેન્દ્રે કશો જવાબ આપ્યો નહિ. હરદેવબાબુ સમજ્યા : **मौनं संमतिलक्षणम् ।**

સત્યેન્દ્ર ઘેર આવીને સરલાના ફોટાની આગળ ઊભો રહી બોલ્યો: "સાંભળ્યું, સરો ? મારાં લગન થવાનાં !" ફોટોગ્રાફ બોલી શકતો નથી. બોલી શકતો હોત તો શું કહેત ? "સારું"—એમ કહેત ખરો !

૪

સત્યેન્દ્રનું બીજી વારનું લગ્ન કલકત્તામાં થયું. 'શુભદૃષ્ટિ'*નો પ્રસંગ આવતાં સત્યેન્દ્રે જોયું કે મોં ખૂબ સુંદર હતું. ભલેને સુંદર રહ્યું, પણ એને લાગ્યું કે એના માથા ઉપર જાણે કોઈ ભાર આવી પડ્યો છે !

લગ્ન પછી બે વરસ નલિની પિતાને ઘેર રહી. ત્રીજે વરસે એ સાસરે આવી. ગૃહિણીએ નવી વહુનું ચંદ્ર જેવું મુખ જોઈને સરલાને ભૂલી જવાનો પ્રયત્ન કર્યો. રાતે જ્યારે બંને જણાં પાસે પાસે સૂઈ જતાં ત્યારે કોઈ કોઈની સાથે બોલતું નહિ.

નલિની વિચારતી: "આટલી બધી ઉપેક્ષા શાને ?"

સત્ય વિચારતો : "આ વળી કોણ જે મારી સરોની જગાએ સૂઈ રહે છે ?"

નવી વહુ શરમને લીધે સ્વામીની સાથે વાતચીત કરી શકતી નથી. સત્યેન્દ્રને થતું : "બોલતી નથી એ સારું જ છે."

એક દિવસ રાતે સત્યેન્દ્રની ઊંઘ ઊડી ગઈ. એણે જોયું કે પથારીમાં કોઈ નથી. સારી પેઠે ધારીને જોયું. કોઈક બારીમાં

* વરવધૂને પરસ્પર મુખદર્શન કરાવવાનો લગ્નવિધિ.

બેઠેલું છે. બારી ખુલ્લી છે. ઉઘાડી બારીમાંથી જ્યોત્સ્નાનો પ્રકાશ અંદર પડી રહ્યો છે. એ જ અજવાળામાં સત્યેન્દ્રે નલિનીના મુખનો કેટલોક ભાગ જોયો. ઊંઘના ઘેનમાં જ્યોત્સ્નાના પ્રકાશમાં ખૂબ સુંદર દેખાયું.

કાન માંડી એણે સાંભળ્યું—નલિની રડે છે! સત્યે બોલાવી: "નલિની!"

નલિની ચમકી ઊઠી. સ્વામીએ બોલાવી! બીજી સ્ત્રી શું કરત કોણ જાણે, પણ નલિની ધીમે ધીમે આવીને પાસે બેઠી.

સત્યેન્દ્ર બોલ્યો: "રડે છે કેમ?"

રડે છે કેમ?—આંસુની ધારા બમણા વેગથી છૂટી. તેની સોળ વરસની ઉંમરે સ્વામીએ પ્રેમના આ શબ્દો ઉચ્ચાર્યા!

બહુ વાર લગી દબાવીદબાવીને રડી, આંખો લૂછી નાખી ધીમે ધીમે એ બોલી: "હું તમને ગમતી કેમ નથી?"

કોણ જાણે કેમ, સત્યને પણ બહુ રડવું આવતું હતું. તે અટ-કાવીને એ બોલ્યો: "ગમતી નથી એવું તને કોણે કહ્યું? હા, લાડ કરી શકતો નથી, એ ખરું."

નલિની જવાબ આપ્યા વિના બધી વાત સાંભળવા લાગી.

સત્યેન્દ્ર થોડીવાર મૂંગો રહી પાછો બોલ્યો: "મેં ધાર્યું હતું કે આ વાત કોઈનેય કહીશ નહિ. પણ ન કહેવામાં ય કશો લાભ નથી. તારાથી કશું છુપાવીશ નહિ. બધી વાત ખુલ્લેખુલ્લી કહીશ ત્યારે તું સમજશે કે હું આવો શાથી છું. હું હજી પણ સરલાને—મારી પહેલી સ્ત્રીને ભૂલી શકતો નથી, ભૂલીશ એમ લાગતું પણ નથી, ઇચ્છતો પણ નથી. તું હતભાગીના હાથમાં પડી છે. તને કદી પણ સુખી કરી શકીશ એવી આશા બંધાતી નથી. મારી સ્વેચ્છાએ તને પરણ્યો નથી, સ્વેચ્છાએ તને ચાહી શકીશ પણ નહિ."

મોડી રાત સુધી બંને જણાં ખૂબ વાર આમ ને આમ બેસી રહ્યાં
સત્યેન્દ્ર સમજી શક્યો કે નલિની રડે છે. એ પણ રડ્યો હતો શું
એક પછી એક સરલાની વાતો યાદ આવવા લાગી, ધીમે ધી
એ જ મુખ હૃદયમાં પ્રકટી આવ્યું. પેલું—' તેડી જવા આવ્યા છો ?
યાદ આવ્યું. વણબોલાવ્યાં આંસુએ સત્યેન્દ્રની આંખો ભરી દીધી.
પછી ગાલ ઉપર થઈને આંસુ ધીમે ધીમે ટપકવા લાગ્યાં.

આંખો લૂછીને સત્યેન્દ્ર ધીમે ધીમે નલિનીના બંને હાથ પોતા
હાથમાં લઈને બોલ્યો: " રડ નહિ, નલિની ! મારા હાથમાં શું છે
રાતદિવસ મારું હૃદય કેવી વ્યાધિથી પીડાય છે, તે કોઈ જાણ
નથી. દિલમાં બહુ દુઃખ છે. એ દુ:ખ જો કદીય ભૂંસાય તો
ચાહી શકીશ, તો કદાચ તારા પર ફરી પ્રેમ કરી શકીશ."

આ ખેદયુક્ત સ્નેહભર્યા શબ્દોની કિંમત કોણ સમજે ? નલિ
બહુ બુદ્ધિમતી હતી. એ સ્વામીનું દુઃખ સમજી ગઈ. સ્વામી
ચાહતો નથી એ વાત તેણે તેમને જ મોંએ સાંભળી; છતાં તેને ર
ચડી નહિ. મૂરખ છોકરી ! સોળ વરસની ઉંમરે જો રીસામણાં કર
નહિ, તો પછી કરીશ ક્યારે ? પરંતુ નલિનીએ વિચાર્યું કે રીસ પહે
કે સ્વામી પહેલા ?

તે દિવસથી માંડીને શી રીતે સ્વામીનું દુઃખ જાય એની
માત્ર એ ચિંતા કરવા લાગી. શું કરવાથી સ્વામી શોકચને ભૂલી
એવો એને બિલકુલ વિચાર પણ આવ્યો નહિ. આપણી હૃદયવ્
જાણી કોઈ વ્યથિત થાય, આપણા દુઃખમાં કોઈ સમભાવ બત
દુઃખની કહાણી જો કોઈ મમતાપૂર્વક સાંભળે તો મને લાગે કે
તેના જેવો મિત્ર આ દુનિયામાં બીજો કોઈ નથી. ત્યારબાદ સત
નલિનીને ઘણી વખત પોતાની પહેલાંની વાત કહેતો. કેટલીય
બંને જણાં એકની એક જ વાતમાં વિતાવતાં ! સત્યેન્દ્ર માત્ર બોલ્ય
કરતો એમ નહિ પણ નલિનીને સ્વામીના પૂર્વપ્રેમની વાતો ખૂબ ધ્
પૂર્વક સાંભળવી ગમતી પણ ખરી.

## ૫

બે વરસ વીતી ગયાં છે. નલિનીની ઉંમર હવે અઢાર વરસની થઈ છે. તેને હવે પહેલાંના જેવું દુ:ખ નથી. સ્વામી હવે એના પ્રત્યે બેદરકાર રહેતો નથી. સ્વામીનો પ્રેમ એણે ભારે પ્રયત્નપૂર્વક મેળવ્યો છે. જે જોર કરીને કંઈ લઈ શકે છે એને એ સાચવતાં પણ આવડે છે. એને હવે બીજું કશું દુ:ખ નથી. સત્યેન્દ્રનાથ હવે પાબનાનો ડેપ્યુટી મૅજિસ્ટ્રેટ થયો છે.પત્નીની સેવા અને એકનિષ્ઠ પ્રેમને કારણે તેનામાં બહુ જ ફેરફાર થયો છે. કચેરીના કામમાંથી નવરાશ મળતાં તે હવે નલિનીની સાથે વાતો કરે છે, ગમ્મત મશ્કરી કરે છે અને ગાનવાદન કરી આનંદ મેળવે છે. એક વાક્યમાં—સત્યેન્દ્ર ઘણે અંશે માણસ બન્યો છે. માણસને જે ચીજ મળતી નથી એ જ એની વહાલામાં વહાલી ચીજ બની જાય છે. મનુષ્યનો સ્વભાવ જ એવો છે. તમને અશાંતિ છે, એટલે શાંતિ શોધતા ફરો છો—હું શાંતિ ભોગવું છું, છતાં ય ક્યાંકથી જાણે અશાંતિ શોધી કાઢું છું.

દોષ કાઢવો એ માણસનો જન્મસિદ્ધ સ્વભાવ છે. જે માછલી છટકી જાય છે તે જ કંઈ ઓછી મોટી હોય છે? સત્યેન્દ્રનાથ પણ માણસ છે. માણસનો સ્વભાવ ક્યાં જાય? આટલો બધો પ્રેમ, સેવા ને શાંતિ હોવા છતાં તેના હૃદયમાં કોકોકવાર વીજળીની જેમ અશાંતિ ચમકી ઊઠે છે. એક પળવારમાં મનની અંદર વીજળીવેગે એક એવું તોફાન મચી જાય છે કે એને કાબૂમાં લાવતાં નલિનીને ખૂબ મહેનત પડે છે, કદીક કદીક તો એને લાગે છે કે હવે એનાથી સાચવી નહિ શકાય. આટલા દિવસનો પ્રયત્ન, પ્રેમ, ખંત—બધું જાણે નકામું જશે! નલિનીની જરીક અમથી ત્રુટી જોતાં જ સત્યેન્દ્રને થતું : "સરલા હોત તો આમ ન થાત!" થાત કે નહિ એ તો ભગવાન જાણે, કદાચ ન પણ થાત. પરંતુ હવે એનું આજે શું? એ માછલી તો છટકી ગઈ છે! સત્યેન્દ્ર હજી પણ સરલાને ભૂલી શકતો નથી.

કચેરીથી આવતાં જો નલિનીને તે જોવા ન પામે તો તરત જ વિચારતો કે " ક્યાં તે ને ક્યાં આ ?"

નલિની બહુ બુદ્ધિશાળી હતી. એ હમેશાં સ્વામી પાસે જ રહેતી. કારણ કે, એ જાણતી હતી કે હજુ એ સરલાને ભૂલ્યો નથી. એ બિલકુલ ભૂલી જાય એવી ઇચ્છા નલિનીને કદી થઈ પણ નહોતી. તો પણ નકામું યાદ કરીને દુ:ખી ન થાય એટલા માટે જ એ હમેશાં પાસે રહેવા મથતી. ભલે એને ભૂલી ન જાય પરંતુ પોતાની તરફ હવે અતડાઇ નથી રાખતો એટલું જ નલિનીને મન બહુ હતું.

ગોપીકાન્તરાય પાબનાના એક પ્રતિષ્ઠિત વકીલ હતા. કલકત્તામાં એમનું ઘર નલિનીના ઘરની પાસે જ હતું. કંઇક સંબંધ હોવાથી નલિની તેમને કાકા કહેતી. રાય–કાકી ઘણે ભાગે દરરોજ સત્યેન્દ્રને ઘેર બેસવા આવતાં. ગોપીબાબુ પણ લગભગ રોજ આવતા. ગામના સંબંધને લીધે સત્યેન્દ્રનાથ કાકાસસરાનું અતિશય માન રાખતો. સત્યેન્દ્રનું રહેઠાણ તેમના ઘરથી દૂર હતું, છતાં પણ બંને કુટુંબ એકબીજા સાથે બહુ ભળી ગયાં હતાં.

નલિની પણ કોકકોકવાર કાકાને ત્યાં બેસવા જતી. કારણ કે ગોપીબાબુની છોકરી હેમાની સાથે એને બહુ પ્રીતિ હતી. બચપણનાં બહેનપણાં હતાં. કોઈ કોઈને છોડવા ઇચ્છતું નહિ. પેલે દહાડે બાર વાગી ગયા હતા. સત્યેન્દ્રનાથ કચેરીમાં ચાલ્યો ગયો હતો. કંઈ કામ ન હતું એટલે નલિની ચિત્ર ચીતરવા બેઠી હતી, પરંતુ એ જ વખતે સડસડાટ કરતી એક ગાડી ડેપ્યુટીબાબુના ઘર આગળ આવી ઊભી.

" એ કોણ આવ્યું ? હેમા કે ?" વધુ વિચાર કરવાની જરૂર પડી નહિ. ભારે કોલાહલ મચાવતી હેમાંગિની આવી પહોંચી. હેમાએ આવીને એકદમ નલિનીના વાળ પકડ્યા ને બોલી: " હવે બહુ ચીતર્યું. ઊઠ, મારે ઘેર ચાલ. કાલે ભાઈની વહુ આવી છે."

નલિનીએ કહ્યું : " વહુ આવી છે ? સાથે લાવી કેમ નહિ ?"

હેમાએ કહ્યું : "એવું તે થાય ? નવીનવી આવી છે; એકદમ તારે ત્યાં શાની આવે ?"

નલિનીએ કહ્યું : "હું યે ત્યારે શાની આવું ?"

હેમાંગિની હસીને બોલી : "તું તો શું, તારા પીર આવશે. આ હું ખેંચી લઈ જાઉં છું."

વાળ પકડીને ખેંચી લઈ જાય તો નલિની તો શું પણ બધાંને જવું પડે ! નલિનીને પણ જવું પડયું.

જવામાં નલિનીને ખાસ એક વાંધો હતો. કારણ કે તેને પાછાં આવતાં મોડું થઈ જતું. એક બે દિવસ નલિની ઘેર પાછી આવે એ પહેલાં સત્યેન્દ્રનાથ કચેરીમાંથી પાછા આવી ગયા હતા. એવી પરિસ્થિતિ થતાં સત્યેન્દ્રને બહુ અગવડ થતી. ભલે એ મનમાં લાવે ન લાવે પણ નલિનીને બહુ શરમ આવતી. કારણ કે જાણતી હતી કે કચેરીથી પાછા આવે ત્યારે તેના હાથનો પંખો ન ખાય ત્યાં લગી સ્વામીની ગરમી ઓછી થતી નહિ.

વિધાતાની ઇચ્છા ! બહુ પ્રયત્ન કરવા છતાં નલિની આજે પણ સાત વાગ્યા પહેલાં પાછી આવી શકી નહિ. ઘેર આવીને જોયું તો સત્યેન્દ્ર છાપું વાંચતો હતો. હજુ કશું ખાધું ન હતું. ખવડાવવાનું કામ નલિનીએ પોતાના હાથમાં રાખ્યું હતું. પાસે આવતાં સત્યેન્દ્ર હસ્યો, પણ એ હાસ્ય નલિનીને સારું ન લાગ્યું. તે હૃદયમાં કંપી ઊઠી. આસન માંડીને નલિનીએ થાળી તૈયાર કરી પણ સત્યેન્દ્ર એને અડચો પણ નહિ. ભૂખ બિલકુલ જ ન હતી. ખૂબ મનાવવા છતાં પણ તેણે કશું ખાધું નહિ. નલિની સમજી ગઈ કે આ રીસ શાની હતી.

૬

આજ હેમાંગિની સાસરે જવાની છે. તેના સ્વામી ઉપેન્દ્ર-બાબુ તેને તેડવા આવ્યા છે. નલિની બહુ દિવસથી હેમાને મળવા

ગઈ નથી: તેથી આજે હેમાએ ખૂબ આગ્રહપૂર્વક તેને આવવાનું લખ્યું છે.

નલિનીએ પ્રતિજ્ઞા કરી હતી કે સ્વામીની રજા સિવાય એ હવે ક્યાંય જવાની નથી. પરંતુ આજે એ પ્રતિજ્ઞા પાળવા જતાં પ્રિય બહેનપણીને મળી નહિ શકાય. નલિની બહુ મુશ્કેલીમાં પડી. હેમાએ લખ્યું છે કે તેઓ ત્રણ વાગ્યાની ગાડીમાં ઊપડી જવાનાં છે. એમ હોય તો સ્વામીની રજા લેવાનું પણ શી રીતે બને? ઘણા તર્કવિતર્કને અંતે નલિનીએ જવાનું નક્કી કર્યું. જતી વખતે દાસીને એ કહેતી ગઈ કે બરાબર ત્રણ વાગે રાયને ઘેર ગાડી મોકલે. ગાડી મોકલાઈ પણ હતી. પરંતુ હેમાનું ત્રણ વાગ્યાની ગાડીમાં જવાનું થયું નહિ, એટલે એણે નલિનીને કેમે કરી જવા દીધી નહિ. ખૂબ હઠ પકડવા છતાં પણ નલિની હેમાના હાથમાંથી છટકી શકી નહીં. હેમા આજે લાંબી મુદત માટે જાય છે! ઘણા વખત સુધી હવે ભેટો થાય એમ નથી! પછી સહેલાઈથી કોણ જવા દે? અને, ઘેર પાછા આવતાં મોડું થશે તો સ્વામી ગુસ્સે થશે એ વાત કહેતાં નલિનીને શરમ આવતી હતી—સ્વાભાવિક રીતે જ એવી વાત કરવા કોણ ઇચ્છે? એવી હીનતા કોણ સ્વીકારે? અને ખાસ કરીને આ ઉંમરે? આખરે, એ વાત પણ એણે કરી, પરંતુ હેમાએ માની નહિ. એણે હસીને કહ્યું: "મને કાંઈ ગાંડી ના સમજતી. ગુસ્સે થવા કરવાનું બધું હું બહુ યે જાણું છું. ઉપેનબાબુને બહુ ગુસ્સો કરતાં આવડે ખરો ને!' હેમાએ વાત હસીને ઉડાવી દીધી. પરંતુ નલિનીના હૃદયમાં દુઃખ થયું. બધાના સ્વામી શું એક જ બીબામાં ઘડેલા હોય છે?

નલિની જ્યારે ઘેર પાછી આવી ત્યારે રાતના દસ વાગી ગયા હતા. આવીને એણે સાંભળ્યું કે બાબુ બહાર સૂઈ ગયા છે.

માતંગિની ઉર્ફે માતુ—નલિનીના બાપના ઘરની ચાકરડી નલિ-નીની સાથે ગઈ હતી. બહુ જૂના વખતનું માણસ એટલે નલિની ઉપર

ખૂબ સ્નેહભાવ રાખતી. એથી જ એણે નલિનીને આજે દસબાર કડવાં વેણો કહી નાખ્યાં. ઘરમાં એ એકલી જ જાણતી હતી કે સત્યબાબુએ ખૂબ ગુસ્સે થઈ ને જ બહાર પથારી કરવા હુકમ કર્યો હતો.

મોડી રાતે જ્યારે પથારીમાં પડ્યોપડ્યો આંખો બંધ કરીને સત્યેન્દ્રનાથ પૂર્વસ્મૃતિ જગાડવાનો પ્રયત્ન કરતો હતો, જ્યારે પેલા દિવસો થયાં અદૃશ્ય થયેલા ખીલેલા કમળસમા સરલાના પ્રફુલ્લવદન સાથે નલિનીનું મુખ જરાકે મળતું આવે છે કે નહિ તેનો વિચાર કરતો હતો,—જ્યારે સરલાના પ્રેમની સાથે નલિનીના પ્રેમની,—સાગરની સાથે ખાબોચિયાના પાણીની તુલના કરવા માટે મનની અંદર ભયંકર ધુમ્મસ ઊભું કરતો હતો—ત્યારે ધીરેધીરે બારણું ખોલીને નલિની ઓરડામાં દાખલ થઈ. સત્યેન્દ્રે દૃષ્ટિ ફેંકી, જોયું તો નલિની ! નલિની આવીને સત્યેન્દ્રના પગ આગળ બેઠી. સત્યેન્દ્રે આંખો બંધ કરી. બહુ વખત આમ ને આમ વીતી ગયો જાણી સત્યેન્દ્રનાથ કંટાળ્યો. પડખું ફેરવીને કઠોરતાપૂર્વક સ્પષ્ટ સ્વરે બોલ્યો : “ તું અહીં કેમ આવી ? ”

નલિની રડતી હતી. બોલી શકી નહિ. રડવું જોઈને ડેપ્યુટી-બાબુ હજી વધારે ક્રોધ કરી બોલ્યા : “ રાત બહુ થઈ ગઈ છે. જા, અંદર જઈને સૂઈ જા. ”

નલિની રડતી હતી. આંખનાં આંસુ લૂછી નાખી એ બોલી : “ તમે સૂવા ચાલો. ”

સત્યે માથું ધુણાવી કહ્યું : “ મને બહુ ઊંઘ આવે છે. ઉઠાશે નહિ. ”

રડવાથી સત્યેન્દ્રનાથને કંટાળો આવે છે. નલિનીએ આંખનાં આંસુ લૂછી નાખ્યાં. સ્વામીની આગળ પણ હવે એ રડવાની નહિ ! ધીરેધીરે પગની ઉપર હાથ મૂકીને નલિની બોલી : “ આ વખતે મને ક્ષમા કરો, અહીંયાં તમે બહુ હેરાન થશો, અંદર ચાલો. ”

સત્યેન્દ્રે હવે ઘરમાં ન જવાની પ્રતિજ્ઞા લીધી છે ! એણે કહ્યું : “ હેરાન થવાની વાત આટલી મોડી રાતે વિચારવાનો કંઈ અર્થ

નથી. તું સૂઇ જા, એટલે હું પણ ઊંઘી જાઉં."

નલિની સત્યેન્દ્રને ઓળખતી. આખી રાત એણે પોતાના ઓરડામાં બેસી રડીરડીને વિતાવી. "કહું છું; ઓ હેમાંગિની ! એક વાર જોઈ જવું હતું ને ? ગુસ્સે થવા કરવાનું તું બહુ સારું સમજે છે તો એક વાર પતાવટ કરી આપશે ને ?"

બીજે દિવસે પણ સત્યેન્દ્ર ન તો ઘરમાં આવ્યો કે ન તો નલિનીને મળ્યો.

નલિનીનો એક કાગળ માતુએ સત્યેન્દ્રના હાથમાં આપ્યો હતો. તેણે એ વાંચ્યા વિના જ માતંગિનીની સામે જ ફાડીને ફેંકી દીધો ને કહ્યું : "આવું કશું હવે ફરી લાવતી નહિ."

ચાર પાંચ દિવસ પછી એક દિવસે નલિનીના મોટાભાઈ શ્રીયુત નરેન્દ્રબાબુ પાબના આવી પહોંચ્યા. એકદમ ભાઈને જોઈને નલિનીને અતિશય સંતોષ થયો. પરંતુ એના કરતાં ય વધારે તો આશ્ચર્ય થયું.

"મોટાભાઈ કંઈ ?"

નરેન્દ્રબાબુ નલિનીનો મેળાપ થતાં હસીને બોલ્યા : "ઘેર આવવા માટે આટલી બધી ઘેલી કેમ થઈ ગઈ છે, બહેન ?"

ઘેલી શબ્દનો અર્થ નલિની ત્યારે જ સમજી. હસીને એણે કહ્યું : "તમને બહુ દિવસથી જોયા નહોતા ને ?"

૭

જે દિવસે સ્વામીને ચરણે સાષ્ટાંગ પ્રણામ કરીને નલિની મોટાભાઈની સાથે ગાડીમાં બેઠી તે રાતે સત્યેન્દ્રનાથ જરાપણ ઊંઘી શક્યો નહિ. આખી રાત સત્યેન્દ્રને વિચાર આવ્યા કર્યો કે : 'આટલું બધું મેં ન કર્યું હોત તો યે ચાલત.' ઘણી વાર સત્યેન્દ્રને થયું કે: 'હજી ય વખત છે, લાવ, ગાડી હમણાં ને હમણાં પાછી વાળી

લાવું.' પરંતુ હાય રે અભિમાન! તારે જ કારણે નલિનીને પાછી લાવવાનું બન્યું નહિ!

માતુ પણ સાથે જ ગઈ હતી. એ જ માત્ર જવાનું સાચું કારણ જાણતી હતી. નલિનીએ માતુને ખાસ કરીને કહ્યું હતું કે ઘેર કશી વાત ન કરે. નલિનીને થયું: 'આ વાત જાહેર કરવાથી સ્વામીની અપકીર્તિ થશે. સારો હોય કે ખોટો, પણ તેના સ્વામીને ખોટો કહેનાર લોકો કોણ?'

પિયર જઈને નલિનીએ પિતા તથા માતાને ચરણે પ્રણામ કર્યાં. નાના ભાઈને ખોળામાં લીધો. બધું કર્યું, માત્ર તે હસી ન શકી!

માએ કહ્યું: "મારી નલિની એક દિવસની ગાડીની મુસાફરીમાં છેક જ સુકાઈ ગઈ." પરંતુ એ શુષ્ક મુખ ફરી પ્રફુલ્લિત બન્યું નહિ.

દુનિયામાં મોટે ભાગે એવું જ જોવામાં આવે છે કે એક સામાન્ય કારણમાંથી ખૂબ મોટું અનિષ્ટ જન્મે છે. સૂર્પણખાના જરાક અમથા ચિત્તચાંચલ્યને કારણે જ સોનાની લંકા ધૂળમાં મળી ગઈ. કેવળ જરાક અમથા રૂપની લાલસાને લીધે જ આખા ટ્રોય નગરનો ધ્વંસ થઈ ગયો! મહાનુભાવ રાજા હરિશ્ચંદ્ર અત્યંત સામાન્ય કારણને લીધે જ કેવા આપત્તિમાં આવી પડ્યા હતા! જગતમાં આવી જાતનાં દૃષ્ટાંતો વિરલ નથી. અહીંયાં પણ એક સામાન્ય રીસને લીધે જ વિષમ આપત્તિ ઉત્પન્ન થઈ. સત્યેન્દ્રનાથનો શો દોષ કાઢીએ?

નલિની કદી પણ રીસ કરતી નહિ. સ્વામીના દુ:ખને યાદ કરીકરીને તે મૂંગે મોંએ બધું સહન કરતી. પણ હવે એનાથી રહેવાયું નહિ. તેને થયું: 'આવા ક્ષુદ્ર કારણે સ્વામી જેનો ત્યાગ કરે, તે મરતી કેમ નથી?'

ભયંકર રીસને લીધે નલિની સુકાવા લાગી. બીજી બાજુએ સત્યેન્દ્રનું રૂસણું ખતમ થઈ ગયું હતું. એક ઘડી જેને ચાલે નહિ તેનું આ ખોટું રૂસણું કેટલા દિવસ ટકે? આ રૂસણું જ દારુણ દુઃખનું કારણ થઇ પડ્યું હતું. સત્યેન્દ્ર હમેશાં રાહ જોઈ રહેતો. આજે કદાચ નલિનીનો કાગળ આવશે. કદાચ એ લખશે: 'મને તેડી જાઓ.' સત્યેન્દ્ર વિચાર કરે છે: 'એમ થશે તો જીવને જોખમે પણ તેડી લાવીશ. અને ફરી કદી પણ એવી જાતનો અન્યાયી વ્યવહાર નહિ કરું.'

પરંતુ ભાવિને કોણ બદલી શકે? જે થવાનું હોય તે થાય જ. તમે ને હું તો ક્ષુદ્ર પ્રાણી માત્ર છીએ. આજકાલ કરતાં છ મહિના વીતી ગયા, હતભાગિનીએ કશું લખ્યું જ નહિ. પાપિષ્ટ સત્યેન્દ્રનાથ ભાંગી ગયો પણ મચક આપી નહિ. છ માસ વીતી ગયા! ધીમે ધીમે સત્યેન્દ્રનાથને અસહ્ય થઈ પડ્યું. સુપ્ત અભિમાન ફરી પાછું સળગી ઊઠ્યું. ક્રોધે એમાં સાથ દીધો. હિતાહિતના વિચાર વગરના સત્યેન્દ્રનાથને પોતાનો દોષ દેખાયો નહિ. એણે વિચાર્યું, જેને આટઆટલું ગુમાન હોય એને બદલો પણ એવો જ આપવો જોઈએ.

એકેકે પોતાનો દોષ જોયો નહિ. એ અર્ધાં ઉઘડેલાં બંને હૃદયો હવે ચિરકાલને માટે જુદાં પડતાં ચાલ્યાં. યૌવનના આરંભમાં સંકોચાયેલી લતાને કોઇએ ઉછેરીને મોટી કરી હતી, પરંતુ હવે નહિ નભે; એને ઉખેડી નાખવાની ઘડી આવી પહોંચી છે.

સત્યેન્દ્રનાથ! તને હું દોષ દેતો નથી. તેનો પણ દોષ કાઢતો નથી. બંને જણે ભૂલ કરી છે, ગુનો કર્યો નથી. ભૂલો જોઇ હોત તો આત્મગ્લાનિ કોને વધારે થાત, તે તો ભગવાન જ જાણે. અમે પણ જાણી શકત નહિ. તમે પણ જાણી શકત નહિ. સમજી શકાતું નથી, શી આકાંક્ષાથી, કયા મનોરથ પૂરા કરવા માટે તમે લોકોએ આટઆટલું કર્યું?

મનોરથ પૂરા થતા નથી. પૂરા થાય એવી ઇચ્છા પણ હોતી નથી. શો મનોરથ છે એ પણ બરાબર સમજી શકાતું નથી. તોપણ અધીરું હૃદય કોઇ એક અતૃપ્ત આકાંક્ષા માટે આખો વખત હાહાકાર કરી ઊઠે છે. શું થાય છે, શાને કાજે અદસ્ય ગતિ આ લક્ષ્યહીન પ્રદેશમાં પગલાં ભરે છે એનો નિર્ણય કેમે કર્યો કરી શકાતો નથી.

જે થવાનું હશે તે થશે. ઇચ્છા હશે તો—મનની સાથે દ્વંદ્વ યુદ્ધ કરીને પણ—તમામ અપરાધની માફી આપીશું. આપીશું ને ?

૮

આવી રૂપગુણસંપન્ન વહુ, તોયે પુત્રને પસંદ પડતી નથી ! ગૃહિણીને બહુ દુઃખ થયું. આવી ચંદ્રમુખી વહુ, છતાં સંસાર ચલાવવાનો મળ્યો નહિ એ વિચારથી ગૃહિણીને અત્યંત દુઃખ થાય છે. માતાએ સેંકડો પ્રયત્ન કરવા છતાં પુત્રનો મત ફર્યો નહિ. 'હવે બીજો ઉપાય શો ? છોકરાને જ જો પસંદ પડી નહિ તો પછી શાની વહુ ? છોકરાનું મન રીઝે તો વહુને માન મળે ! અને મારા હાથમાં પણ શું છે ? પોતે જોઈ કરીને લગ્ન કરે તો હું થોડી જ અટકાવી શકવાની છું ?' ઇત્યાદિ મૃદુ વચનો બબડતાં, ટેવ પ્રમાણે ગૃહિણી પૂજાથાળ તૈયાર કરવા બેઠાં.

બે વરસ પહેલાં હરદેવબાબુનું અવસાન થયું હતું એ વાત યાદ આવી. આંખમાં પાણી આવ્યાં. વળી નલિનીની વાત યાદ આવી. આંસુ વળી વધારે જોરમાં વહેવા લાગ્યાં. "કોણ જાણે કેવી વહુ આવશે ? ઘરધણી જીવતા હોત તો આવી દુરવસ્થા જોવાનો વખત આ કપાળફૂટેલીને આવત નહિ."

સત્યેન્દ્ર લગ્ન કરી આવ્યો ! માએ વહુને અરઘીને ઘરમાં આણી. વળી પાછાં મૂઇ બળી આંખોમાં પાણી આવ્યાં. આંસુ લૂછતાં લૂછતાં તેઓ બોલ્યાં: "આંખમાં શું પડયું છે તે પાણી આવ્યા કરે છે."

ગિરિબાલા ભારે બેફાટ બોલનારી છોકરી હતી, તેમાં વળી નલિનીની સાથે તેણે વહેવાણનો સંબંધ બાંધ્યો હતો. તેણે બોલી નાખ્યું: "આટલી ઉંમરમાં ત્રણ ત્રણ વાર! અને હજીય આંખમાં શું શું પડશે, કોણ જાણે!"

આ શબ્દો ગૃહિણીએ સાંભળ્યા. સત્યને કાને પણ પહોંચ્યા. આવતી કાલે હજાર કોડની ફૂલશય્યા છે.

ક્યાંકથી એક ભારે ઝાકઝમાળ ભેટ આવી છે! વરકન્યા માટે ઢાકાની સાડી, ધોતિયું, ચાદર વગેરે ખૂબ સુંદર છે. કન્યાના બનારસી પાનેતર જેવું સુંદર પાનેતર ગામમાં આજ પહેલાં કોઈએ જોયું નહોતું. સૌ કોઈ પૂછે છે: "ક્યાંની ભેટ?" માતા એક ઘૂંટડો ગળીને કહે છે: "સત્યના કોઈ એક સ્નેહીએ મોકલી છે."

માએ આંખમાં આંસુ લાવીને, સાચી વાત છુપાવીને હાસ્ય અને રુદનમિશ્રિત મુખે ભેટનાં મિષ્ટાન્નાદિ વહેંચી દીધાં.

સહુ પોતપોતાનો ભાગ લઈને ચાલ્યાં ગયાં. જતી વખતે રાજબાલા બોલી: "સરસ ભેટ આપી છે." નૃત્યકાલી બોલી: "કેમ ન હોય? મોટું માણસ ભેટ મોકલે તો આવી જ મોકલે." ધીમે ધીમે આ વાત દબાઈ ગઈ, ત્યારે જોગમાયા બોલી: "વારુ, ફરીથી લગન કેમ કર્યાં?" જ્ઞાનદાએ કહ્યું: "કોણ જાણે બહેન, આવી રૂપગુણનો ભંડાર જેવી વહુ હોવા છતાં—શી ખબર! કંઈ સમજાતું નથી."

રામમણિ જાતે હજામની છોકરી હતી. તો પણ સ્થિતિ સારી હતી. દેખાવમાં યે ખરાબ ન હતી. એક નાક જરા ચપટું હતું એટલું જ. કોઈ કોઈ અદેખા લોકો તેની આંખનો પણ દોષ કાઢતા. કહેતા: "હાથીની આંખ કરતાંય નાની છે."

જવા દો. આ નિંદાવાદનું મારે પ્રયોજન નથી. રામમણિ જરાક હસીને બોલી: "તમારામાં જો જરાકે બુદ્ધિ હોત તો આવું બોલત ખરાં કે? રાંડ હમેશાં હસી હસીને વાત કરતી હતી ત્યારથી જ મને

તો વહેમ ગયો હતો કે આનાં ચરિતર ખરાબ છે રે, ચરિતર ખરાબ છે! નહિ તો નોકરીના ગામમાંથી કોઈ તગેડી મૂકે ? ને ફરી પરણે ખરું ?" —મોઢેથી કશું ન બોલવા છતાં પણ આ વાત ઘણાના મતને મળતી હતી.

આના બેએક દિવસ પછી ગામનાં બધાંએ જાણ્યું કે રામમણિએ જમીનદારના ઘરનું ગૂઢ રહસ્ય બહાર પાડયું છેઃ "હજામની છોકરીમાં ના હોય તો આટલી બુદ્ધિ શું બામણ કાયસ્થની છોકરીમાં હોય ?" વાત ઘણાંએ સ્વીકારી લીધી.

હવે ગૃહિણીનો વારો આવ્યો. એ વાત તેમને કાને પહોંચી કે તરત એ તો ઘરનાં બારણાં બંધ કરી એકદમ જમીન ઉપર આળોટી પડયાં. "મારી નલિની કુલટા ?" શી ખબર, શા માટે ગૃહિણી સરલા કરતાં નલિનીને વધારે ચાહતાં હતાં. હવે જીવનભર નલિનીનું કપાળ ફૂટી ગયું છે ! ગૃહિણીએ મનમાં મનમાં વિચાર્યું : "સત્ય એને સ્વીકારે તો કેવું સારું ! નહિ તો હું નલિનીને લઈને કાશી જઈ રહીશ. બળ્યું મારું નસીબ. મારી આ જિંદગીની બધી કામનાઓ તો પૂરી થઈ ગઈ છે !"

એ વખતે એણે બારણું ઉઘાડીને માતુને અંદર બોલાવી ફરીથી બારણું બાડી દીધું. માતુ જ પેલી ભેટ લઈને આવી હતી.

બંને જણે આંસુનો ખૂબ વિનિમય કર્યો. કેવી રીતે નલિનીનો સોના જેવો રંગ કાળો પડી ગયો છે, શા અપરાધે સત્યેન્દ્રે તેને ઠેસ દઈ હડસેલી મૂકી છે, કેવા કરુણ શબ્દોમાં તેણે સાસુજીને પ્રણામ કહેવડાવ્યા છે !—ઈત્યાદિ વિવરણ માતંગિનીએ સારી પેઠે રોદણાં રડતાં રડતાં, આંખો લૂછતાં લૂછતાં ગૃહિણીને સંભળાવ્યું. સાંભળતાં સાંભળતાં ગૃહિણીનો પૂર્વસ્નેહ સો ગણો વધી ગયો અને પુત્ર ઉપર દારુણ રીસ ઊતરી. મનમાં ને મનમાં વિચાર આવ્યો : "હું શું સત્યેન્દ્રની કાંઈ જ સગી નથી ? મારી બધી જ વાત ફેંકી દેવા જેવી

છે ? મારી એક વાત એ નહિ રાખે ? હું ફરી નલિનીને ઘેર લાવવાની. આવી લક્ષ્મી જેવી વહુની શું આ દશા કરવાની હોય ?"

એ જ દિવસે સાંજે માતાએ પુત્રને બોલાવી કહ્યું: "નલિનીને તેડી લાવ."

પુત્રે માથું ધુણાવી કહ્યું: "ના."

માતા રડી પડી બોલી: "અરે ! મારી નલિનીના નામને આખું ગામ કલંક લગાડે છે. તું એનો સ્વામી !—એનું માન તું નહિ સાચવે ?"

"શાનું કલંક ?"

"આમ કાઢી મૂકીને બીજે ક્યાંક લગ્ન કર્યું. હવે હું કોનું મોઢું બંધ કરું ?"

"મોઢું બંધ કરવાની શી જરૂર છે ?"

"તો ઘેર નહિ તેડી લાવે ?"

"ના."

માતાને અતિશય ક્રોધ ચડયો. કેવી રીતે ક્રોધ કરવો પડશે અને એ વખતે શું કહેવું પડશે એ બધું તેમણે પહેલેથી જ નક્કી કરી મૂક્યું હતું. એટલે કશું વિચારવું પડયું નહિ. બોલ્યાં: "તો કાલે જ મને કાશી મોકલી દે. હું અહીંયાં હવે એક ઘડી પણ રહેવા ઇચ્છતી નથી."

સત્ય હવે પહેલાંનો સત્ય રહ્યો નથી. સરલાનું પ્રેમધન, રમકડું અને વહાલની વસ્તુ, બેધ્યાન, ઊચ્ચ મનવાળો, સરલ હૃદયનો, પ્રફુલ્લ વદનવાળો નલિનીનો સ્વામી, જેની બહુ શ્રમપૂર્વક નલિનીએ પુષ્કળ સેવા કરી હતી તે સત્યેન્દ્ર હવે રહ્યો નથી. તેની પણ છાતી ઉપર પથરો ચંપાયો છે. લજ્જા, શરમ, હિતાહિતજ્ઞાન બધું જ એ ગુમાવી બેઠો છે. એ અનાયાસે બોલ્યો: "તમારી જ્યાં ઇચ્છા હોય ત્યાં જાઓ. હવે હું કોઈને પણ આણી શકીશ નહિ."

સત્યને મુખે આ શબ્દો સાંભળવા પડશે, એવું માએ સ્વપ્નમાં

પણ ધાર્યું ન હતું. તે રડતાં રડતાં ચાલ્યાં ગયાં. જતી વખતે એક વાર બોલ્યાં: “ વહુ મારી કુલટા નથી, એ ખાતરીથી કહું છું. ગામનું લોક ભલે ગમે તેમ બોલે, પણ હું કદીયે માનવાની નથી. ”

બીજે દિવસે ફોઈબાએ સત્યેન્દ્રને બોલાવીને કહ્યું: “ તારા એક સ્નેહીએ તને ભેટ મોકલાવી છે. જોઈ? ”

સત્યે માથું ધુણાવી કહ્યું: “ ના. કયા મિત્રે ? ”

“ ખબર નથી. બેસ, લઈ આવું. ” થોડી જ વાર પછી ફોઈબા એક થોકડી કપડાં લઈને આવ્યાં. સત્યે જોયું કે ભારે કીમતી વસ્ત્ર હતાં! તે આશ્ચર્ય પામ્યો. કયા સ્નેહીએ મોકલાવ્યાં હશે? પાનેતર ધારીધારીને જોતાં જોતાં એની ધ્યાનમાં આવ્યું કે એના એક ખૂણા પર કંઈક બાંધેલું છે. ખોલીને જોયું તો એક નાની ચિઠ્ઠી! લખ્યું છે: “ બહેન! સ્નેહની ભેટ પાછી ન કઢાય. તારી દિદિએ આ મોકલાવ્યું છે તે સ્વીકારજે. ”

તે રાતની ફૂલશય્યા સત્યેન્દ્રને માટે કંટકશય્યા થઈ પડી!



યુવાનના જેવી રીસ કોઈ બાલકમાં તમે જોઈ છે કે? સત્યેન્દ્રની માફક રીસ કરીને આટલો અનર્થ કરતાં કોઈ બાળકને જોયો છે? બચપણમાં પુસ્તક લઈને રમ્યા કરતો એ બદલ પિતાને હાથે માર ખાધો છે. પણ સત્યેન્દ્રનાથ! તેં તો હૃદય લઈને રમત માંડી છે. માર ખાધાનો ભય લાગે છે ખરો?

તમે જુવાન છો; આખું જગત તમારા જ સુખને માટે છે. પરંતુ કહો જોઉં, તમારે કોઈને જ શું કદી એવો વખત આવ્યો નથી, જ્યારે જીવ સાચોસાચ ભારેભારે લાગતો હોય, જ્યારે જીવનો દરેક આંકડો શિથિલ થઈને કલાન્ત ભાવે ઢળી પડવાની તયારીમાં હોય?

અનુભવ ન હોય તો એક વાર સત્યેન્દ્રનાથને જુઓ. પછી ઘૃણા કરવાની ઇચ્છા થાય તો ખુશીથી ઘૃણા કરજો પણ ઘૃણા કરજો સહાનુભૂતિ બતાવતાજ નહિ,—ઘૃણા કરજો પણ બોલશો નહિ—દયા કરતા નહિ—એ મરી જશે.

પાપી જો મરી જાય તો પ્રાયશ્ચિત્ત કરશે કોણ ? સત્યેન્દ્ર થાકેલા જીવનને પ્રત્યેક દિવસે, નવો નવો દુઃસહ બોજો ઉઠાવીને આપે છે. આખો દિવસ તરફડિયાં મારવા છતાં પણ એ બોજો પાછો ઉતારી શકતો નથી !

સત્યેન્દ્રને કોઈ કોઈ વાર લાગે છે : જાણે તેનું ભૂતકાળનું જીવન બધું ભૂલાઇ ગયું છે. માત્ર એક વાત તે કેમે કરી ભૂલી શકતો નથી—

“ તેની લાડકી નલિની પાબનામાં ચારિત્ર્યભ્રષ્ટ થઈ હતી, તેથી તેના સ્વામીએ તેનો ત્યાગ કર્યો છે. ”

સત્યેન્દ્રનાથનું લગ્ન થયે લગભગ બે મહિના થઈ ગયા છે. આજે એક પત્ર અને એક નાનું પાર્સલ સત્યેન્દ્રની પાસે આવ્યું છે.

પત્ર નલિનીના મોટાભાઈ નરેન્દ્રબાબુનો છે. એમાં લખ્યું છે :

“ સત્યેન્દ્રબાબુ—

અત્યંત અનિચ્છા હોવા છતાં આપને પત્ર લખું છું, તે માત્ર મારી પ્રાણથી પણ વહાલી બહેન નલિનીને કારણે. મૃત્યુ પહેલાં તે અતિશય આગ્રહ કરીને કહી ગઈ છે કે, આ વીંટી ફરીથી આપને મોકલી આપવી. હું આપને આ નામાંકિત વીંટી મોકલાવું છું. મારી બહેનની ઇચ્છા આપની નવી પત્નીને એ પહેરાવવાની હતી. હું આશા રાખું છું કે, તેની એ આશા પૂરી થશે. અને મૃત્યુ પહેલાં તે આપને ખાસ કરીને વિનતિ કરતી ગઈ છે કે, તેની નાની બહેનને દુઃખ ન પડવા દેજો.

નરેન્દ્રનાથ ”

નલિનીનો પુત્ર જન્મીને તરત મરી ગયો હતો. એ જન્મ્યો ત્યારે સત્યેન્દ્રનાથે આ વીંટી તેના હાથમાં પહેરાવી હતી. એ વાત એને યાદ આવી હતી શું ?

સત્યેન્દ્રનાથ હવે પાબના જતા નથી; ગમે તે કારણ હો, મા ઠાકુરાણી પણ કાશીવાસ કરવા જઈ શક્યાં નહિ. નવી વહુનું નામ વિધુ છે. જાણ્યામાં વિધુ પૂર્વજન્મમાં નલિનીની બહેન હતી !

## બાલ્ય – સ્મૃતિ

**[ વાર્તા પાંચમી ]**

૧

**અન્ન–પ્રાશનના** સમયે જ્યારે અમારાં નામ પાડવામાં આવ્યાં ત્યારે કાં તો હું શરીરે બરાબર સશક્ત ન હતો એટલા માટે હોય, કે પછી ઠાકુરદાદાનો જ્યોતિષશાસ્ત્રનો પૂરો અભ્યાસ ન હોવાને કારણે હોય, મારું નામ સુકુમાર રાખવામાં આવ્યું. પણ બહુ નહિ, બેચાર વરસમાં જ ઠાકુરદાદા સમજી ગયા કે મારા નામની સાથે મારો કશો મેળ ખાતો ન હતો.

અત્યારે તો બારતેર વરસ પછીની વાત કરું છું. અવશ્ય મારા આત્મપરિચયની વાત કોઈ બરાબર સમજી નહિ શકે, તો પણ જુઓ, ગામડાગામમાં મારું ઘર. ત્યાં હું બચપણથી જ રહું છું. પિતાજી પશ્ચિમના પ્રદેશમાં નોકરી કરતા. હું ત્યાં બહુ જતો નહિ. ઠાકુરમાની પાસે દેશમાં જ રહેતો. ઘેર મારા તોફાનનો કંઈ પાર ન હતો. ટૂંકમાં, હું નાનો રાવણ હતો. વૃદ્ધ ઠાકુરદાદા જ્યારે કહેતાઃ "તું કેવો થઈ ગયો છે ? કોઈનું કહ્યું સાંભળતો જ નથી ! આ વખતે તો

તારા બાપને કાગળ લખું જ છું," ત્યારે હું જરાક હસીને બોલતો: "ઠાકુરદાદા ! એ દિવસો હવે ગયા. બાપના બાપની ય હું બીક રાખતો નથી." ઠાકુરમા પાસે હોય પછી બીક કેવી ? દાકુરદાદાને તેઓ જ કહેતાં : "કેવો જવાબ મળ્યો ? સાંભળવું છે હજુ વધારે ?"

ઠાકુરદાદા જો બહુ ચિડાઈને મારા પિતાને પત્ર લખત તો હું તરત જ એમની અફીણની દાબડી છુપાવી દેત ! પછી એ પત્ર ફાડી ના નાખે ત્યાં લગી દાબડી દેખાડત જ નહિ. આ બધા ઉપદ્રવની બીક—ખાસ કરીને અફીણની તલબ વખતે મુસ્કેલી ઊભી કરું એની બીકે તેઓ મને કશું જ કહેતા નહિ. એટલે હું પણ સુખમાં હતો.

પણ કોઈને ય શું ? બધાં સુખને યે સીમા હોય છે. મારું પણ એમ જ થયું. ઠાકુરદાદાના પિતરાઈ ભાઈ ગોવિન્દબાબુ શરૂઆતથી જ અલ્લાહાબાદમાં નોકરી કરતા હતા. પેન્શન લઈને તેઓ હમણાં જ દેશમાં આવ્યા હતા. તેમના પુત્ર શ્રીયુત રજનીનાથ બી. એ. પાસ કરીને તેમની સાથે પાછા આવ્યા હતા. હું તેમને સેજદાદા કહું છું. પહેલાં મારી સાથે તેમની ઝાઝી ઓળખપાળખ ન હતી. તેઓ આ તરફ બહુ આવતા નહિ. તેમાં વળી અલાયદું ઘર હતું. આવતા તો પણ મારી ખાસ ખબર લેતા નહિ. કોકવાર મળતા તો 'કેમ રે, કેમ છે ? શું ભણે છે ?' એટલું જ.

આ વખતે તેઓ હરીદામ થઈને દેશમાં આવ્યા એટલે મારી ખબર લેવાવા લાગી. બે ચાર દિવસની ઓળખાણમાં જ તેમણે મને એવો તો વશીભૂત કરી નાખ્યો કે તેમને જોતાં જ મને ભય થતો, મુખ સુકાઈ જતું, છાતી ધડક ધડક થતી—જાણે ગુનો ન કર્યો હોય ! કેટકેટલી કેવી ય સજા ખાવાની ન હોય ! સાચે જ એ વખતે મારો ઘણે ભાગે કંઈ ને કંઈ વાંક હોય જ. દરરોજ કંઈ ને કંઈ તોફાન તો મારે કરવા જોઈએ. બેચાર નકામાં કામ કરવાં, બેચારવાર તોફાન કરવું એ તો મારું નિત્યકર્મ. બીતો હતો તે પણ હું દાદાને ખૂબ

ચાહતો. ભાઈ ભાઈને આટલો ચાહી શકે એમ હું પહેલાં જાણતો નહિ. તેઓ પણ મારા ઉપર બહુ પ્રેમ રાખતા. તેમની આગળ કેટલા ગુના કરતો પણ કશું બોલતા નહિ. અને બોલે તો પણ મારા મનમાં થતું: 'સેજદાદા છે! ઘડી પછી કશું જ મનમાં રહેવાનું નથી.'

ધારત તો કદાચ તેઓ મારી રીતભાત સુધારી શકત, પરંતુ કશું જ કર્યું નહિ. તેઓ દેશમાં આવ્યા ત્યારથી હું પહેલાંના જેવો સ્વતંત્ર ન રહ્યો પણ તેમ છતાં, જેવો હતો તેવો સુખમાં હતો.

રોજ ઠાકુરદાદાની એક પૈસાની તમાકુ ફૂંકી જતો. ડોસો બિચારો મારી બીકને લીધે ખાટલાના પાયા પાસે, પાટના ખાનામાં, છાપરાની બખોલમાં, જ્યાં જ્યાં તમાકુ રાખતો, ત્યાં–ત્યાંથી હું ખોળીખોળીને બધું તફડાવી લાવી ફૂંકી જતો. ખાતો, પીતો, પતંગ ઉડાડતો અને લહેર કરતો. કશી જંજાળ નહિ. ભણવુંગણવું એક રીતે છોડી જ દીધું હતું. પંખીઓ મારતો, ખિસકોલીઓ મારી ભૂંજીને ખાઈ જતો, વનેવને, દરે દરે સસલાં ખોળતો ફરતો. કશી પણ ચિંતા કે ભય ન હતાં.

પિતા બકસરમાં નોકરી કરતા. ત્યાંથી તેઓ મને મળવા પણ આવતા નહિ, મારવા પણ આવતા નહિ. ઠાકુરમા અને ઠાકુરદાદાની વાત તો પહેલાં જ કહી ગયો છું. ટૂંકમાં, હું મજામાં હતો.

એક દિવસે બપોરની વખતે ઘેર આવીને ઠાકુરમા પાસેથી સાંભળ્યું કે, મારે સેજદાદાની સાથે કલકત્તા રહીને ભણવું પડશે. ખાઈપી પરવારી એક ચલમ તમાકુ હાથમાં લઈને, આવીને ઠાકુર-દાદાને મેં પૂછ્યું: "મારે કલકત્તા જવાનું છે?"

ઠાકુરદાદાએ કહ્યું: "હા."

મેં પહેલાંથી જ ધારી રાખ્યું હતું કે, આ બધી ઠાકુરદાદાની ચાલાકી છે. મેં કહ્યું: "જો જવાનું જ હોય તો આજે જ જાઉં!"

ઠાકુરદાદા હસીને બોલ્યા, "હાસ્તો. રજની આજે જ કલકત્તે જવાનો છે. ઘર નક્કી થઈ ગયું છે, આજે જ જવાનું છે."

હું સળગી ઊઠ્યો. એક તો એ દિવસે ઠાકુરદાદાની તમાકુ હાથ લાગી ન હતી. એક ચલમ મળી હતી, તે તો એક દમમાં ફૂંકાઈ જાય એવી હતી એમાં વળી આ મહોકાણ આવી! હું છેતરાઈ પડ્યો. જાતે નિમંત્રણ માગીને હવે ફરી જવાય નહિ. એટલે એજ દિવસે મારે કલકત્તા જવું પડ્યું. જતી વખતે ઠાકુરદાદાને પ્રણામ કરીને મનમાં મનમાં બોલ્યો: "ભગવાન કરેને કાલે જ તમારા શ્રાદ્ધ માટે ઘેર પાછા આવવું પડે. પછી મને કોણ કલકત્તા મોકલે છે હું જોઈ લઈશ."

૨

હું આ પહેલી જ વાર કલકત્તે આવ્યો. આવડું મોટું ભપકાદાર શહેર પહેલાં કદી દેખ્યું ન હતું. મને થયું કે આ વિશાળ ગંગા કાંઠાના લાકડાના પુલની અધવચમાં અથવા જ્યાં સંખ્યાબંધ સઢો ઊંચા કરીને પેલાં જહાજો ઊભાં રહે છે ત્યાં, જો એક વાર ભૂલો પડી જાઉં તો પછી કદી હું ફરી ઘેર પહોંચવા પામું નહિ. કલકત્તા મને જરા પણ ગમ્યું નહિ. આટઆટલી ભીડ હોય ત્યાં પ્રેમ જન્મે ખરો? કદી જન્મી શકે, એવો વિશ્વાસ પણ મને આવ્યો નહિ.

ક્યાં ગયો મારી પેલી નદીનો કિનારો, પેલી વાંસની ઝાડી, ખેતરમાંનાં બાવળનાં ઝાડ, મિત્તિરના બગીચાના એક ખૂણામાંનું જામફળનું પેલું ઝાડ! કશું જ નથી! માત્ર મોટાં મોટાં ઘર, મોટા મોટા ગાડી–ઘોડા, અને માણસોની ધક્કામૂક્કી ને ભીડ! મોટા મોટા રસ્તા—ઘરની પાછળ એવો એક બાગ પણ નથી કે સંતાઈને એક ચલમ તમાકુ પી લઉં. મને રડવું આવ્યું. આંખનાં પાણી લૂછીને મનમાં મનમાં બોલ્યો: "ભગવાને જીવતર આપ્યું છે, ધાન પણ એજ આપશે." કલકત્તે આવ્યો છું, સ્કૂલમાં દાખલ થયો છું, સારી

પેઠે ભણું છું ગણું છું, એટલે હું આજકાલ ડાહ્યો છોકરો છું. દેશમાં અચૂક મારું નામ જાણીતું થઈ ગયું છે—જવા દો એ વાત.

અમે આત્મીય ભાઈબંધ–મિત્રોએ મળીને એક કલબ સ્થાપી છે. અમારી કલબમાં ચાર જણ છે. સેજદાદા, હું, રામબાબુ અને જગન્નાથબાબુ. રામબાબુ અને જગન્નાથબાબુ તો સેજદાદાના મિત્રો. આ ઉપરાંત એક નોકર અને એક રસોયો બ્રાહ્મણ છે.

ગદાધર અમારો રસોયો હતો. તે મારા કરતાં ત્રણ ચાર વરસે મોટો હતો. આવો સરસ માણસ મેં કદી પણ જોયો નથી. મહોલ્લાના કોઈપણ છોકરા સાથે મારે ઓળખાણ હતી નહિ. એવો તદ્દન વિચિત્ર સ્વભાવનો હું માણસ હોવા છતાં તે મારો ભારે મિત્ર થઈ પડ્યો. એને ને મારે કંઈ કેટલીયે વાતો થતીઃ એનું ઘર મેદિનીપુર જિલ્લાના એક ગામડામાં હતું. ત્યાંની વાત, તેના બચપણનો ઈતિહાસ વગેરે સાંભળવાનું મને ખૂબ ગમતું. એ બધી વાતો મેં એટલીવાર સાંભળી છે કે મને લાગે છે, કે મને આંખે પાટા બાંધી ત્યાં છોડી દેવામાં આવે તો પણ એ બધે સ્થાને હું લહેરથી ફરી શકું. રવિવારે તેની સાથે હું ગડ * ના મેદાનમાં ફરવા જતો. સંધ્યા સમયે રસોડામાં ભરાઈને બારણે આગળો મારીને અમે બંને જણા ગંજીપો રમતા. ભાત ખાઈને તેના નાના હુક્કા વડે તમાકુ ફૂંકતા. બધું કામ અમે બે જણા જોડે જ કરતા.

ફળિયામાં કોઈની સાથે અમારે ઓળખાણ ન હતી. સંગી, દોસ્ત, યાર, બંધુ, મોચી ફળિયાનો ભૂલો, કેલો, ખોકા, ખાંદા—આ બધું મારે એ હતો. તેને મેં કદી પણ ઊંચે સાદે બોલતો સાંભળ્યો નથી. અમસ્તા જ બધા એને તિરસ્કારી કાઢતા. મારું દિલ સળગી ઊઠતું, પણ એ પોતે કશાનો ઉત્તર આપતો નહિ, જાણે સાચેસાચ ગુનો કર્યો ન હોય!

* કલકત્તામાં આ નામનું મોટું મેદાન છે, ત્યાં લોકો ફરવા જાય છે.

બધાને ખવડાવીને તે જ્યારે રસોડાના ખૂણામાં એક નાનકડી થાળીમાં ખાવા બેસતો ત્યારે હજાર કામ છોડી હું ત્યાં જઈ બેસતો. બિચારાના નસીબમાં ઘણેભાગે કશું જ રહેતું નહિ. એટલું જ નહિ પણ ભાત સુદ્ધાં ઓછો પડતો. કોઈના પણ ખાવાના સમયે હું રહેતો નહોતો—ખાવા બેસતાં ભાત ઓછો પડે, શાક ઓછું પડે, માછલી ઓછી પડે—એવું મેં કદી પણ જોયું ન હતું. મને કંઈનું કંઈ થઈ જતું !

નાનપણમાં ઠાકુરમા કોઈ કોઈ વાર મારે માટે દુઃખી થઈ બોલતાં: “ખાતો ય નથી. સુકાઈને દોરડી થઈ ગયો છે, હવે જીવવાનો નથી.” પણ હું ઠાકુરમાને હિસાબે પેટપૂર કદી ખાઈ શકતો નહિ. સુકાઈ જાઉં તોય મને ‘અરધ પેટ’ ખાવું જ સારું લાગતું. હવે કલકત્તામાં આવીને જાણ્યું કે ‘પેલા અરધ પેટ’ અને ‘આ અરધ પેટ’માં ખૂબ ફેર છે. કોઈને ખાવાનું ન મળતાં આંખમાં પાણી આવે, એવો અનુભવ તો પહેલાં મને કદી થયો જ ન હતો. પહેલાં કેટલીયે વખત ઠાકુરદાદાની થાળીમાં એંઠું પાણી નાંખી મેં એમને જમવા દીધા નથી; ઠાકુરમાના ખોળામાં કુરકુરિયું મૂકી તેમને જમતાં ઉઠાડતો. તેઓ ભૂખ્યાં રહેતાં, પરંતુ મારી આંખમાં કદી પાણી આવ્યાં નથી. દાદા, દાદી, એ તો ઘરનાં માણસ—વડીલ—મારા પર સ્નેહ રાખનારાં—તેમને માટે કદી પણ દુઃખ થયું નથી. સ્વેચ્છાએ તેમને અરધાં ભૂખ્યાં તો શું પણ છેક જ ભૂખ્યાં રાખીને હું પરમ સંતોષ પામ્યો છું. અને આ ગદાધર ક્યાંનો કોણ, તેને માટે મારી આંખમાં વણબોલાવ્યાં આંસુ આપોઆપ આવે છે !

કલકત્તામાં આવ્યા પછી મને શું થયું તે બરાબર નક્કી કરી શકતો નથી. આંખમાં આટલાં પાણી ક્યાંથી આવે છે, કંઈ સમજાતું નથી. મને કોઈએ રડતો જોયો ન હતો. હઠે ચડી ખજૂરની આખી સોટી મારી પીઠ ઉપર ફટકારી ભાંગી નાંખવા છતાં પણ ગુરુ મહાશય તેમની ઇચ્છા પાર પાડી શક્યા ન હતા. છોકરા કહેતા: “સુકુ-

મારનું શરીર બરાબર પથ્થર જેવું નથી, મન પથ્થર જેવું છે. નાના બાળકની માફક રડી પડતો નથી. ” સાચે જ રડતાં મને શરમ આવતી —આજે પણ આવે છે, પણ રહેવાતું નથી. સંતાઈને આટલામાં કોઈ છે નહિ એટલી ખાતરી કરી લઈ ચોરી કરતો હોઉં તેમ જરા રડી લઉં છું. નિશાળે ભણવા જાઉં છું ત્યારે લોકોના એક ટોળાને ભીખ માગતું જોઉં છું. કોઈને હાથ નથી, કોઈને પગ નથી, કોઈને વળી એક આંખ નથી. આમ કેટલાયે પ્રકારનાં અપંગ માણસોને જોઉં છું—એ બધું કેવી રીતે કહી શકું ? ટીલું તાણી મંજીરા હાથમાં લઈને, તેઓ “ જય—રાધે ” બોલીને ભિક્ષા માગે છે એટલું જ હું જાણું છું. આ બધા ભિખારી વળી કેવા ? અંતરના દુઃખે અંતરમાં બોલતો: “ ઠાકોરજી ! એમને અમારા દેશમાં મોકલી આપો. ” જવા દો એ મુઆ ભિખારીઓની વાત—મારી વાત કરું. મારી આંખો ઠીક ઠીક ટેવાઈ ગયેલી હોવા છતાં પણ હું છેક વિદ્યાસાગર થઈ શક્યો નહિ. કોઈકોઈ વાર આપણા દેશની સરસ્વતી માતા ક્યાંથી આવીને મારા ખભા ઉપર વિરાજતાં, તે હું કહી શકતો નથી. તેમની આજ્ઞાને આધીન થઈ કંઈકંઈ સત્કર્મ કરી બેસતો, તેને માટે તો અત્યારે પણ મને તે સરસ્વતી ઉપર ઘૃણા થઈ આવે છે.

ક્લબમાં કોને કેમ સતાવવા એ જ હરહમેશ હું ખોળતો ફરતો. રામબાબુએ ત્રણ કલાક મથી તેમના દેશી કાળી કિનારના ધોતિયાને ગડી વાળી મેલ્યું હતું, તેમનો વિચાર સાંજે ફરવા જવાનો હતો. મેં લાગ જોઈને ધોતિયું ઉકેલી, ખેંચી ફેંદી નાખ્યું. તેઓ સાંજે ધોતિયાની દશા જોઈ ચૂપ થઈ ગયા. મારો તો આનંદ માય નહિ.

જગન્નાથબાબુને ઑફિસનો વખત થઈ ગયો છે. ઉતાવળે ઉતાવળે જમવા બેઠા છે. એક ક્ષણનો વિલંબ ખમાતો નથી. મેં વખત જોઈને તેમના લાંબા કોટનાં બટનો બધાં જ કાપી લીધાં. નિશાળે જતી વખતે જરા ડોકિયું કરી જોતો ગયો. જગન્નાથબાબુ પોક મૂકી

રડવાની તૈયારી કરતા હતા. હું તો મનમાં આનંદ પામી આમ રસ્તે હસતો હસતો ગયો. સાંજના જગન્નાથબાબુ ઓફિસમાંથી પાછા આવી બોલ્યા: "મારા કોટનાં બટનો ગદાએ ચોરી લઈ વેચી નાખ્યાં છે. એ બેટાને તગેડી મૂકો." જગન્નાથબાબુની કોટની વાત સાંભળી દાદા અને રામબાબુ બંને મોં મલકાવી હસ્યા. સેજદાદાએ કહ્યું: "કેટલીય જાતના ચોર હોય છે, પણ કોટનાં બટનો ચોરી જઈ વેચી ખાય એવો તો કદી સાંભળ્યો નથી." જગન્નાથબાબુ આથી વધારે ગુસ્સે થઈ બોલ્યા: "બેટાએ બટનો સવારે લીધાં નહિ, સાંજે લીધાં નહિ, રાતે લીધાં નહિ, બરાબર ઓફિસે જવાની વખતે જ લીધાં! આજે મારી પૂરેપૂરી કમબખ્તી કરી નાખી. એક મેલું, ફાટેલું પહેરણ પહેરીને મારે ઓફિસે જવું પડયું!"

બધાય હસ્યા, જગન્નાથબાબુ પણ હસ્યા. પણ મારાથી હસાયું નહિ. મનમાં ભય પેઠો કે રખેને ગદાધરને તગેડી મૂકવામાં આવે. એ તો જડ જેવો છે. કદાચ કશું બોલશે જ નહિ. ને બધો ગુનો પોતાની ઉપર સ્વેચ્છાએ લઈ લેશે.

કોણે બટન લીધાં છે, એ કદાચ સેજદાદા સમજી ગયા હશે. તેથી ગરીબ ગદાધર ઉપર કશો જુલમ થયો નહિ. પરંતુ મેં પણ એ ઘડીથી પ્રતિજ્ઞા લીધી કે હવે કદી પણ આવું કામ કરીને બીજાને મુશ્કેલીમાં નાખીશ નહિ.

આવી પ્રતિજ્ઞા મેં પહેલાં કદીયે કરી ન હતી. કદી કરત કે નહિ તે પણ કોણ જાણે! એક આ ગદાધરે મને બગાડયો.

કેવી રીતે કોનું ચારિત્ર્ય સુધરી જાય છે એ કોઈ જ જાણતું નથી. ગુરુ મહાશયના, ઠાકુરદાદાના અને બીજા પણ અનેક મહાશયોના કેટકેટલા પ્રયત્ને પણ મેં જે પ્રતિજ્ઞા કદી પણ કરી ન હતી તે એક માત્ર ગદાધર ઠાકુરનું મુખ યાદ કરીને આજે કરી નાખી. અને આજલગીમાં કદી પ્રતિજ્ઞાભંગ કર્યો છે, એવું યાદ નથી.

હવે એક બીજા માણસની વાત કહું છું. તે અમારો રામો ચાકર. જાતે કાયસ્થ કે સતગોપ, કે એવું જ કંઈક હશે. ઘર ક્યાં હતું તે જાણતો નથી. આટલો હોશિયાર ચાલાક ચાકર હમેશાં મળી આવતો નથી.

હવે જો કદી પણ એનો ભેટો થાય તો, ઇચ્છા થાય છે કે, તેનું ઘર ક્યાં આવ્યું તે પૂછી લઈશ.

બધા કામમાં રામાને ભૂતની માફક ભમતો જોતો. આ...રામો કપડાં ધોઈ રહ્યો છે; એટલામાં જોઉં છું તો સેજદાદા સ્નાન કરવા બેસે છે. એ તેમનું શરીર ચોળી આપે છે. બીજી જ ક્ષણે જોઉં છું તો તે વળી પાનસોપારી તૈયાર કરવા મંડી પડ્યો છે! આમ ને આમ એ હરહમેશ દોડતો રહે છે. સેજદાદાનો "The favourite" (લાડકો) એટલે—મોટો માણસ કહેવાય, પણ મારાથી તે દેખ્યો ખમાતો નહિ. એ બેટાને કારણે તો સેજદાદાને હાથે લગભગ રોજ મારું અપમાન થતું. ખાસ કરીને ગદા બિચારાને તે હમેશાં ભોંઠો પાડતો. હું એના ઉપર બહુ ગિન્નાતો પરંતુ ગિન્નાયે શું વળે! એ તો સેજદાદાનો 'લાડકો'!

અમારી કલબના રામબાબુ પણ તેને દેખ્યો સાંખી શકતા નહિ. તેઓ એને કહેતા: "The rogue" (શઠ). એ વખતે તો એ શબ્દની વ્યાખ્યા તેઓ પોતે કરી શકતા નહિ છતાં પણ અમે બંને જણા બરાબર સમજી જતા—રામો "the rogue!" રામબાબુને ચિડાવાનાં બીજાં પણ અનેક કારણો હતાં. મુખ્ય કારણ એ કે તે (રામો) પોતાને રામબાબુ કહીને ઓળખાવતો. સેજદાદા પણ કોઈ કોઈવાર એને રામબાબુ કહીને બોલાવતા. અમારા રામબાબુને આ બહુ ગમતું નહિ. જવા દો એ બધી નકામી વાતો—

એક દિવસ સાંજે સેજદાદા એક લેમ્પ વેચાતું લઈ આવ્યા. ખૂબ સરસ હતું. લગભગ પચાસ સાઠ રૂપિયા કિંમત હશે. બધા

ફરવા ગયા એટલે મેં ગદાધરને બોલાવીને એ બતાવ્યું. ગદાધરે એવું લૅમ્પ કદી પણ જોયું ન હતું. એણે ખૂબ આનંદ પામીને બેચારવાર આમતેમ ફેરવીને જોયું. ત્યારબાદ પોતાના કામે રસોડામાં ચાલ્યો ગયો. પરંતુ મારી Curiosity (કુતૂહલ) કેમે કરી શમી નહિ. કેવી રીતે ચીમની ખોલવી? કેવી રીતે અંદરની કળ જોવી? આમતેમ ખૂબ હલાવી જોયું. અનેકવાર ફેરવવાને મથ્યો પણ કેમે કળ ઊઘડી જ નહિ. પુષ્કળ observation (નિરીક્ષણ) કરતાં જણાયું કે નીચે એક સ્ક્રૂ છે, એટલે એને જ ફેરવ્યો. થોડીવાર ફેરવ્યા પછી ઓચિંતી એકદમ અરધી ચીમની બહાર સરી આવી. ઉતાવળમાં બરાબર પકડી શકાઈ નહિ, એટલે ટેબલ ઉપરથી તે નીચે પડી અને તેના ચૂરેચૂરા થઈ ગયા.

૩

તે દિવસે મોડી રાતે હું ફરીને આવ્યો; ઘેર આવીને જોયું તો ભારે ધમાલ મચી રહી છે. ગદાધરને વચમાં રાખી બધા ટોળું વળી બેઠા છે. મેજરદાદા અતિશય ગુસ્સે થયેલા છે. ગદાધરની ઊલટ તપાસ ચાલે છે.

ગદાધરની આંખોમાંથી ટપટપ આંસુ પડે છે. તે કહે છે: "બાબુ, હું એને અડ્યો હતો ખરો, પણ મેં એ ભાંગી નથી. સુકુમાર બાબુએ મને દેખાડ્યું—મેં પણ જોયું. ત્યારબાદ તેઓ પણ ફરવા ગયા, હું પણ રાંધવા બેઠો."

કોઈએ તેની વાત ઉપર વિશ્વાસ રાખ્યો નહિ. સાબિત થઈ ગયું, કે એણે જ ચીમની ભાંગી છે. તેનો પગાર બાકી હતો. એજ પૈસામાંથી સાડાત્રણ રૂપિયાની નવી ચીમની આવી. સાંજે જ્યારે દીવો સળગ્યો ત્યારે જ બધા પ્રફુલ્લ થયા. માત્ર મારી બે આંખો બળવા લાગી. આખો વખત મને થવા લાગ્યું કે મેં તેની માતાના

સાડાત્રણ રૂપિયા ચોરી લીધા છે. મારાથી રહેવાયું નહિ. રડી કકળી જેમતેમ કરી સેજદાદાની રજા લઈને હું ઘેર પહોંચી ગયો. મનમાં ધાર્યું હતું કે ઠાકુરમાની પાસેથી પૈસા લાવીને છાની રીતે સાડાત્રણ રૂપિયાને બદલે ગદાધરને સાત રૂપિયા આપીશ. મારી પોતાની પાસે એ વખતે પૈસા ન હતા. બધા પૈસા સેજદાદાની પાસે હતા એટલે જ પૈસા લાવવાને માટે દેશમાં જવું પડ્યું. એવું ધારીને આવ્યો હતો કે એક દિવસથી વધારે નહિ રોકાઉં, પરંતુ તેમ બની શક્યું નહિ. જો કે ઠાકુરદાદાના શ્રાદ્ધને એ વખતે પણ વાર હતી, તો પણ મારા સાતઆઠ દિવસ દેશમાં જતા રહ્યા.

સાતઆઠ દિવસ પછી ફરીથી હું કલકત્તે કલબમાં આવ્યો. અંદર પેસતાં જ બૂમ મારી: “ ગદા ! ” કોઈએ જવાબ આપ્યો નહિ. વળી પાછી બૂમ મારી: “ ગદાધર ઠાકુર ! ” કશો જ ઉત્તર મળ્યો નહિ. “ ગદા ! ” એ વખતે રામચરણે આવીને કહ્યું, “ છોટા-બાબુ ! ક્યારે આવ્યા ? ”

“ આ ચાલ્યો આવું છું. ઠાકુર ક્યાં ? ”

“ ઠાકુર નથી. ”

“ ક્યાં ગયો છે ? ”

“ બાબુએ એને તગેડી મૂક્યો છે. ”

“ તગેડી મૂક્યો છે ? શા માટે ? ”

“ ચોરી કરી હતી તેથી. ”

પ્રથમ તો મને બરાબર સમજ પડી નહિ. એટલે થોડીકવાર તો રામાના મુખ તરફ જોઈ રહ્યો. રામો મારા મનનો ભાવ સમજી જઈને સહેજ હસીને બોલ્યો: “ તમને નવાઈ લાગે છે, પણ તેને આપ લોક ઓળખતા ન હતા એટલે જ એટલો પ્રેમ રાખતા. એ તો ભીના બિલાડા જેવો દાંડ હતો, એ બદમાશને તો હું જ ઓળખું.”

શાથી એ ભીના બિલાડા જેવા દાંડ હતા, અથવા શાથી એ બીજેલા બિલાડાને ઓળખી શકાય નહિ, તે સમજાયું નહિ. મેં પૂછ્યું : "કોના પૈસા ચોર્યા છે?"

"સેજબાબુના."

"ક્યાં હતા?"

"પહેરણના ખિસ્સામાં."

"કેટલા રૂપિયા?"

"ચાર રૂપિયા."

"કોણે જોયું હતું?"

"નજરે કોઈએ જોયું નથી પણ એ જોયું જ કહેવાય."

"શાથી?"

"એમાં તે વળી પૂછવાપણું હોય? આપ ઘેર ન હતા; રામબાબુએ લીધા નથી; જગન્નાથબાબુએ લીધા નથી; મેં લીધા નથી. તો પછી લીધા કોણે? ક્યાં ગયા?"

"ત્યારે તો તેં એને પકડ્યો લાગે છે!"

રામ હસીને બોલ્યો: "નહિ તો બીજા કોણે?"

રસોડામાં જઈને હું રડી પડ્યો, પેલા નાનો કળીનો હૂકો ધૂળમાં પડી રહ્યો છે. આજે ચારપાંચ દિવસથી તેને કોઈ અડક્યું નથી, કોઈએ એમાંનું પાણી પણ બદલ્યું નથી. દિવાલ ઉપર એક જગાએ કોલસાથી લખેલું છે: "સુકુમારબાબુ, મેં ચોરી કરી છે. અહીંથી જાઉં છું, જીવતો હોઈશ તો વળી આવીશ."

હું એ વખતે બાળક હતો. છેક જ બાળકબુદ્ધિમાં એ હૂકાને છાતીસરસો ચાંપી રડવા લાગ્યો. શાથી, એ હું સમજી શક્યો નહિ.

મારું હવે એ ઘરમાં મન ટકતું નહિ. સાંજને વખતે રખડી

ફરી ફરી એ રસોડામાં પેસતો. બીજું કોઈક રાંધે છે એ જોઈને બેભાન થઈ મારી પોતાની ઓરડીમાં જઈ ચોપડી ઉઘાડી વાંચવા બેસતો. કોઈ કોઈ વાર તો સેજદાદા પણ દેખાતા નહિ.

ભાત સુદ્ધાં મને કડવો લાગતો. અનેક દિવસ પછી એક દિવસ રાતે મેં સેજદાદાને પૂછ્યું: "સેજદાદા! શું કર્યું ?"

"શાનું શું કર્યું ?"

"ગદાએ તમારા પૈસા નહોતા ચોર્યા, એ બધાય જાણતા હતા, મને ગદાઠાકુર ઉપર ખૂબ પ્રેમ હતો."

સેજદાદા બોલ્યા: "મારી ભૂલ થઈ છે, સુકુમાર. થવાનું હતું તે થઈ ગયું. પણ રામાને તેં આટલો માર્યો કેમ !"

"ઠીક જ કર્યું છે. મનેય તગેડી મૂકશો કે શું ?"

દાદાએ મારે મોંએ કદી પણ આવા શબ્દો સાંભળ્યા ન હતા. મેં ફરીથી પૂછ્યું: "તમારા કેટલા રૂપિયા વસૂલ થયા છે ?" દાદાએ ખૂબ દુઃખી થઈને કહ્યું: "મારી ભૂલ થઈ છે. એનો પગાર કાપી લીધો ત્યારે અઢી રૂપિયા વસૂલ થયા હતા. આટલું બધું કરવાની મારી ઇચ્છા ન હતી."

હું જ્યારે ત્યારે રસ્તા ઉપર ફર્યા કરતો. દૂરથી જો કોઈ પણ માણસ મેલી ચાદર ખભે નાંખીને ફાટેલી સપાટ પહેરીને નીકળતું તો હું દોડતો જઈને જોઈ આવતો. મારી એક માત્ર આશા રોજરોજ નિરાશામાં કેવી ફેરવાઈ જતી એ હું શી રીતે કહું ?

લગભગ પાંચ મહિના પછી દાદાને નામે એક મનીઓર્ડર આવ્યો. દશ રૂપિયાનો મનીઓર્ડર હતો. દાદાને મેં એ દિવસે આંસુ લૂછતા દેખ્યા. એની પહોંચ હજુ પણ મારી પાસે પડી છે.

કેટલાંય વરસો વીતી ગયાં છે. આજે પણ એ ગરીબ ગદાધર ઠાકુર મારું અરધું હૃદય રોકી બેઠા છે!

# પથનિર્દેશ

## [ વાર્તા છઠ્ઠી ]

૧

સાધારણ સ્થિતિના ગૃહસ્થના ઘરમાં જ્યારે ઘરનો કર્તા હર્તા માણુસ દમના વ્યાધિથી મરણ પામે છે, ત્યારે તે કુટુંબને પણ અધમૂઉં કરતો જાય છે. સુલોચનાના સ્વામી પતિતપાવન બરાબર તેવી જ દશા કરતા ગયા. વરસ દહાડો રોગમાં તરફડી ચોમાસાની એક મધરાત્રીએ તેમણે દેહત્યાગ કર્યો. સુલોચના કાલે સ્વામીનું છેલ્લું પ્રાયશ્ચિતકર્મ પૂરું કરાવી પથારી આગળ આવીને બેઠી છે, ત્યારની ઊઠી નથી. પતિએ જેવી શાંતિથી પ્રાણત્યાગ કર્યો તેવી જ શાંતિથી સુલોચના બેસી રહી છે. ઘોંઘાટ મચાવી આખો મહોલ્લો માથે ન લીધો.

તેર વર્ષની બાલિકા હેમનલિની હજી હમણાં જ પાસે પડેલી પેલી સાદડી ઉપર ઊંઘી ગઈ છે, તેને પણ તેણે જગાડી નહિ. તે તો ઊંઘતી જ રહી. પિતાના મૃત્યુના ખબર જાણવા પણ પામી નહિ.

ઘરમાં નહોતો કોઈ ચાકર, કે નહોતી કોઈ દાસી, દૂરનું કોઈ સગું સુદ્ધાં નહોતું. આડોશીપાડોશી પણ ધીમે ધીમે થાકી ગયાં હતાં. અને આજે તો વળી બપોરથી ધોધમાર વરસાદ પડતો હતો એટલે કોઈ રાતનું જાગરણ કરવાનું નામ દઈ આજે ઊંઘવા આવ્યું નહોતું; એટલી દયા હતી.

બહાર જોસભેર વરસાદ પડતો હતો, અને અંદર મૃત સ્વામી સામે જોતી સુલોચના જડવત બેસી રહી હતી. બીજે દિવસે ખબર સાંભળી સૌ આવી પહોંચ્યાં. પુરુષો મડદું બહાર કાઢી સ્મશાનમાં લઈ ગયા. બૈરાં છાણમૂત્ર છાંટી રડવા બેસી ગયાં.

સુલોચના પાસે, રહેવામાં એક માત્ર આંબા અને ફણસની નાની વાડી બાકી રહી હતી. પાડોશીઓની મદદથી પૂરા એકસો રૂપિયામાં એ ઘર વેચી, યથાસમયે સ્વામીની ઉત્તરક્રિયા પૂરી કરી શાંતિથી એ ઘરમાં બેઠી. છોકરીએ પૂછ્યું: “ શું થશે મા, હવે ? ”

માએ કહ્યું: “ ગભરાય છે શું કામ, બેટી ? ભગવાન છે ! ”

ઉત્તરક્રિયા પછી જે કંઈ બચત રહી હતી, તેમાં એક મહિનો જેમ તેમ નીકળી ગયો. ત્યારપછી એક દિવસ આકાશ સ્વચ્છ જોઈ, સવાર થતાં ન થતાંમાં જ બારણે તાળું મારી છોકરીનો હાથ પકડી તે રસ્તા પર આવી ઊભી.

છોકરીએ પૂછ્યું : “ ક્યાં જશું, મા ? ”

માએ કહ્યું : “ કલકત્તા, તારા મોટાભાઈને ત્યાં. ”

“ મારા મોટાભાઈ વળી કયા ? તેં તો આ પહેલાં કદી એમની વાત કહી નથી. ”

મા જરા વાર રહી બોલી: “ આટલા દહાડા હું ભૂલી ગઈ હતી બેટા. ”

હેમ ખૂબ બુદ્ધિશાળી હતી. તે અટકી પડી ઊભી રહી, બોલી:

" જરૂર શું છે, મા, કોઈને ઘેર જવાની ? ઘર આંગણે સુખેદુઃખે એ પેટ ભરવા જેટલો ભાત તો મળી રહેશે—મારે તો ઘર છોડીને ક્યાંય નથી જવું ! "

સુલોચના ખેદયુક્ત અવાજે બોલી ઊઠી : " એમ વાટમાં ઊભી ન રહે, હેમ, સવાર થઈ જશે. "

પછી ચાલતાં ચાલતાં બોલી: " તારા બાપુએ તને ખૂબ ભણાવી ગણાવી છે; એ બધું ભણતર પાણીમાં ન નાખીશ. તું મને શું શિખામણ દેવાની હતી, હેમ ! ઘર આંગણે પેટ ભરવા જેટલો ભાત મળી રહેશે એ તો હું જાણું છું, પણ તને પરણાવવાનું પછી શું થાય, કહે જોઉં ? "

હેમ બોલી: " ન પરણાવે તો ? "

" ધરમ જાય. "

હેમ બોલી: " તો છો જતો. આપણે બંને માદીકરી ભેગાં રહેશું. સુખેદુઃખે નરઆજરો ખાશું ? છોકરીને ન પરણાવવાથી જેમનો ધરમ જતો નથી એવા અનેક ધરમ પૃથ્વી પર છે; આપણે એમના જેવા થઈ રહેશું. "

છોકરીના શબ્દો સાંભળી સુલોચના આવા દુઃખમાં પણ જરા હસીને બોલી: " એવા થઈને પણ ગામ તો છોડવું પડે. ધરમ ગયા પછી કોઇ વાસીદું વાળવાય નહિ બોલાવે. "

હેમ કંઈ બોલી નહિ. ભારે અપ્રીતિકર સ્મૃતિ તેના મનમાં ઉત્પન્ન થઈ હતી, તે કેમે કરી દબાવી દઈ મૂંગી મૂંગી રસ્તે ચાલવા લાગી.

રસ્તો ગંગાની ધારેધારે, ગામમાં થઈને ફરતો ફરતો શ્રીરામપુર સ્ટેશને પહોંચાડતો હતો; એકાદ ગાઉ ચલીને તેઓ રસ્તાની બાજુએ સિદ્ધેશ્વરીના મંદિર આગળ આવી ઊભાં. ગળે છેડો વીંટાળી પ્રણામ

કરી હેમ બોલી ઊઠી: " મા, સવાર થઈ ગઈ છે; મને હવે ચાલતાં શરમ આવે છે."

સુલોચનાને પોતાને પણ શરમ આવતી હતી. એટલામાં એક ડોશી પ્રાતઃસ્નાન કરવા આવતી હતી, તેને પૂછ્યું : " મા, શ્રીરામપુર સ્ટેશનનો રસ્તો આ જ ને ?"

ડોશીએ પળવાર તેમનાં મોં સામે જોઈ રહી પૂછ્યું : " તમે ક્યાંથી આવો છો, મા ?"

સુલોચના એ પ્રશ્નનો જવાબ આપ્યા વગર બોલી : " ઇસ્ટેશને જવાનો બીજો કોઈ રસ્તો નથી, મા ?"

દેવાલયની ઊલટી દિશાએ એક નાની ગલી રેલ્વે લાઇન સુધી જતી હતી. ડોશી તે રસ્તો બતાવી બોલી : " આ રસ્તે બામણ-વાડામાં થઈ સીધા ગાડીના રસ્તા પર જવાય છે. એ રસ્તે જાઓ. પછી રેલને રસ્તે સીધાં ને સીધાં ડાબે હાથે જજો, એટલે શ્રીરામપુર ઇસ્ટેશન આવશે—જાઓ મા, કંઈ બીવા જેવું નથી, કોઈ કશું બોલશે નહિ."

સુલોચના આઘોપાછો વિચાર કરવા થોભ્યા વગર, છોકરીનો હાથ પકડી ગલીમાં પેઠી.

## ૨

આમહર્સ્ટ સ્ટ્રીટ ઉપર આવેલું ગુણેન્દ્રનું વિશાળ મકાન લગભગ ખાલી પડ્યું હતું. ત્રીજા માળના એક ઓરડામાં એનું શયનગૃહ હતું, અને આખો બીજો માળ ખાલી પડી રહેતો. નીચેના ભાગમાં એક રસોયો, બે નોકર, અને એક દરવાન, એક એક ઓરડી કબજે કરી પડી રહેતા—બાકી બધું તાળાબંધ.

ગુણેન્દ્રના પિતા લોઢાનો વેપાર કરી મરતી વખત એટલા બધા

રૂપિયા મૂકતા ગયા હતા કે તેમને એક દીકરાને બદલે દસ દીકરા હોત તો પણ કોઈને કમાવાની ચિંતા રહેત નહિ. એ બધા રૂપિયા અને પિતાની લોઢાની તિજોરી વેચીસાટી તમામ નાણું ગુણેન્દ્રે બેંકમાં જમા મૂકી નિશ્ચિન્ત થઈ અદાલતમાં વકીલાત કરવા માંડી હતી.

દસ વાગી ગયા હતા, તો પણ તે કોઈ એક ચોપડી વાંચતો બેઠો હતો; એવામાં નોકરે આવી કહ્યું: "બાબુ, આપને સ્નાનનો સમય થયો છે."

"આવું છું." કહી ગુણેન્દ્ર આગળ વાચવા લાગ્યો.

નોકર થોડી વાર પછી પાછો આવી બોલ્યો: "કોઈ એ બાઈ આપને મળવા આવી છે."

ગુણેન્દ્રે નવાઈ પામી ચોપડીમાંથી મોં ઊંચું કરી પૂછ્યું:

"મને?"

"હા, બાબુ, આપને. આપની—"

તે પૂરું બોલી રહે તે પહેલાં સુલોચનાએ ઓરડામાં પ્રવેશ કર્યો. ગુણેન્દ્ર ચોપડી બંધ કરી ઊઠી ઊભો થયો.

સુલોચનાએ નોકર સામું જોઈ કહ્યું: "તું ભાઈ, તારે કામે જા."

નોકર ચાલી ગયા પછી તેણે કહ્યું: "ગુણિ, ભાઈ, તારા બાપુ ક્યાં છે?"

ગુણેન્દ્ર આભો બની જોઈ જ રહ્યો, કંઈ બોલી શક્યો નહિ.

સુલોચના સહેજ હસીને બોલી, "મારું મોં જોઈને તો તું ઓળખી નહિ શકે, ભાઈ! આજથી બાર વરસ પહેલાં તમારી બાજુના ઘરમાં અમે રહેતાં હતાં; એ વરસે તને જનોઈ દેવામાં આવ્યું, અને પછી અમે પણ ઘેર ચાલી ગયાં. તારા બાપુ શું દુકાને ગયા છે?"

ગુણેન્દ્રે કહ્યું: "ના, ત્રણ વરસ થયાં—તેઓ ચાલ્યા ગયા છે."

"ઓહ; ગયા! તારાં ફોઈબા?"

"એ પણ નથી. બાપુની પહેલાં એ તો ચાલી ગયેલાં!"

સુલોચના દીર્ઘ નિશ્વાસ નાખી બોલી: "ત્યારે હું જ એકલી

રહી છું. તારી મા મરણ પામી ભાઈ, ત્યારે તું નાનો સાત વરસનો હતો. ત્યારથી તને જનોઇ દીધું ત્યાં સુધી તું મારા જ હાથમાં મોટો થયો છે, હાં, ગુણિ, તારી સઇમા કદી યાદ આવે છે?"

ગુણેન્દ્ર તરત જ જમીન પર માથું અડકાડી પ્રણામ કરી ચરણ-રજ માથે ચડાવી, ઊભો થઈ બોલી ઊઠ્યોઃ "હં, મા! એ તું?"

સુલોચના હાથ લાંબો કરી તેની હડપચીએ અડકાડી પોતાની આંગળીના ટેરવાને ચુંબન કરી બોલીઃ "હાં, ભાઈ, એ હું જ."

ગુણેન્દ્ર એક ખુરસી ખેંચી લાવી બોલ્યોઃ "બેસો મા!"

સુલોચના હસીને બોલીઃ "તારે જ આશ્રયે આવી છું, એટલે બેસીશ જ તો. હં, રે, પણ તું હજી પરણ્યો નથી શું?"

આ વખતે ગુણેન્દ્ર હસીને બોલ્યોઃ "હજી ક્યાં ઉંમર થઈ છે?"

સુલોચના બોલીઃ "હવે થશે. ઘરમાં શું કોઈ બૈરું નથી?"

"ના."

"ત્યારે રાંધે છે કોણ?"

"એક રસોયો છે."

સુલોચના બોલીઃ "રસોયાની હવે કંઈ જરૂર નથી, આજથી હું રાંધીશ. હં, એ તો પછી થશે, પણ મારે બીજું તને થોડુંક કહેવું છે, તે કહી લઉં. મારા પતિની અહીંની નોકરી છૂટ્યા પછી અમે ઘેર ગયાં હતાં. તે વખતે હાથમાં પણ થોડો જીવ હતો, દેશમાં પણ થોડી જરજમીન હતી. એટલામાં સુખથી દિવસ ચાલ્યા જતા હતા. તેમાં ગઈ સાલ એમને દમ થયો. દવાદારૂના ખરચમાં, હવા ફેરના ખરચમાં બધું ખરચાઈ ગયું—સાવ અકિંચન મૂકીને એ ચાલી ગયા. હવે અમને નિરાધારને તું ખાવાનું આપીશ એ આશાએ આવ્યાં છીએ."

તેમની આંખમાંથી ઝરઝર આંસુ પડવા લાગ્યાં. ગુણેન્દ્રની આંખો પણ ભરાઈ આવી. તે બેબાકળો થઈ બોલ્યોઃ "માને લોકો ખાવાનું નથી આપતાં, એવું સમજીને તું અહીં આવી છે, મા?"

સુલોચના પાલવ વડે આંખો લૂછી નાખી બોલી: "ના ભાઈ, એવું સમજીને નથી આવી. એવું હોત તો આટલા દુઃખમાં પણ આવવા પગ ન ઊપડત. તને નાનો હતો ત્યારે મૂકી ગઈ છું, અને આજે બાર વરસ પછી મારા દુઃખના દહાડામાં તું યાદ આવ્યો, ત્યારે કશી યે શંકા કર્યા વગર સીધી ચાલી આવી છું. અને, બીજું મારે એ કહેવાનું છે કે મારી દીકરી હેમનલિનીને તારી જ બહેન સમજજે—એ આજે મારા કરતાં ય વધારે અનાથ છે. પરણાવવા લાયક છે, પણ શું કરું? એનો રસ્તો ય તારે જ કરી દેવાનો છે."

ગુણેન્દ્ર બોલ્યો: "એને કેમ સાથે નથી લેતાં આવ્યાં, મા?"

સુલોચનાએ કહ્યું: "લાવી છું, પણ એ બહુ સ્વમાની છે. આ બધી વાત એ ન સાંભળે, એટલા માટે એને નીચે બેસાડી રાખી, હું એકલી જ ઉપર આવી છું."

ગુણેન્દ્ર એકદમ ઊભો થઈ જઈ નોકરને બૂમ મારી બોલ્યો: "અરે નંદા, નીચે હેમ બેસી રહી છે, જા, એકદમ એને અહીં લઈ આવ."

સુલોચનાએ કહ્યું: "તેને પરણાવવામાં તને ખરચ થશે, એ ઋણ હું કોઈ દહાડા—"

ગુણેન્દ્ર તેને બોલતી અટકાવી વચમાં બોલી ઊઠયો: "તો મા, તમે બોલો, હું બહાર જાઉં, મારે એ બધું નથી સાંભળવું. પણ યાદ રાખજો, મારી મા મરી ગયા પછી તમે જે કર્યું છે, એ ઋણની વાત હું કાઢીશ, ત્યારે તમને ય શરમનાં માર્યાં બહાર ચાલી જવા જેવું થશે. તે કરતાં શું ખોટું—તમે ય ચુપ રહો—હું ય ચુપ રહું!"

સુલોચના હસીને બોલી: "ઠીક પણ જો, હેમ આવે છે. પછી એના સાંભળતાં મારાથી કંઈ બોલાશે નહિ. એટલે હમણાં જ જે કહેવું છે તે કહી દઉં. એમ ના સમજીશ ગુણિ, કે હું માની આંખે જોઈને આ કહું છું. પણ હેમને જોઈશ એટલે તને પણ લાગશે કે તારી એ બહેન રૂપેગુણે કોઈને પણ શોભાવે તેવી છે.

તેના બાપે તેને સારી પેઠે લખતાંવાંચતાં તો શીખવ્યું છે. છેલ્લાં કેટલાંક વરસ તો આજ એક માત્ર કામ તે કરતા. હું તો કહું છું કે એ છોકરી જેના ઘરમાં જશે એનું ઘર અજવાળશે. એ હેમ, આ તરફ આવ. જો આ તારા ગુણિદાદા, પ્રણામ કર !"

હેમ ઓરડામાં આવી ગુણેન્દ્રને ભોંયે પડી પ્રણામ કરી નીચું મોં કરી ઊભી રહી. મુસાફરીના શ્રમથી થાકેલા તેના મોં સામું જોઈ ગુણેન્દ્ર વિસ્મયથી હતબુદ્ધિ થઈ ઊભો રહ્યો ! સુલોચના જાણે એ ભાવ વરતી લઈ બોલી: " ગુણિ, હેમને તારા જ હાથમાં આપત, જો દેશાચારથી નિષેધ ના હોત તો. હું મરું તો હેમને દસ દિવસનું સૂતક આવશે, તારે ય ત્રણ દિવસનું તો પાળવું પડશે, એટલે ધર્મથી પણ એ તારી બહેન થાય."

ગુણેન્દ્ર આ વખતે પોતાની જાતને કાબૂમાં લઈ હેમને ઉદ્દેશીને બોલ્યો: " હેમ, સાંભળ્યું ને—આપણી મા એક જ છે. માને ઘેર જેવો હું, તેવી તું ! ચાલો, તમારી જમવાની વ્યવસ્થા કરી દઉં !"

સુલોચના એકદમ બોલી ઊઠી: " ગુણિ, તારા ગળામાં જનોઈ કેમ દેખાતું નથી ?"

ગુણેન્દ્ર ઉઘાડે શરીરે હતો, તેણે સહેજ પોતાના ગળા સામું જોઈ લઈ હસીને કહ્યું: " હું બ્રાહ્મ છું."

" બ્રાહ્મ ? અરર ! ભાઈ, એ સારું નથી કર્યું. હશે, થયું તે થયું, પણ હવે પ્રાયશ્ચિત્ત કરી જનોઈ પહેરી લે."

ગુણેન્દ્રે કહ્યું: " જો કે એ મારું કરેલું નથી, બાપુ પોતે જ એ કરતા ગયા છે, તોપણ પ્રાયશ્ચિત્ત જેવી જરૂર હજી મને નથી લાગી, મા. બ્રાહ્મ મત ખરાબ છે, એવું હું નથી કહી શકતો."

સુલોચના મનમાં મનમાં જાણે સખત આઘાત થવાથી બેસી પડી. પળવાર પછી નિશ્વાસ નાખી બોલી: " કોણ જાણે, માણસને કેમ આવી કમત સૂઝે છે !"

ગુણેન્દ્ર હસીને બોલ્યો: “એ કમતની વાત તો ગમે ત્યારે ય થઈ શકશે, હમણાં તો મા, રસોડા તરફ ચાલો.”

૩

મુસાફર જેમ ઝાડ તળે રાંધી, ખાઈ, હાંડી પાછળ ફેંકી દઈ આગળ ચાલ્યો જાય છે, અને પછી પાછું વળીને જોતો પણ નથી કે હાંડી ભાંગી ગઈ છે કે સાજી રહી છે, એવી જ રીતે સંસારમાં સેંકડે નવ્વાણું માણસો મા સરસ્વતીની પાસેથી કામ કાઢી લઈ, મા લક્ષ્મીના રાજમાર્ગ પર નિમર્મભાવે તેને ફેંકી દઈ ચાલવા માંડે છે—પાછળ નજર સરખી ય કરીને જોતા નથી કે એ જીવતી રહી કે મરી ગઈ! પણ ગુણેન્દ્રે તેવું નહોતું કર્યું. તે આટલાં વરસ જે શ્રદ્ધા ને જે ભાવથી સરસ્વતીની સેવા કરતો આવ્યો હતો, તે જ શ્રદ્ધા ને તેજ ભાવથી વકીલ થયા પછી પણ તેની સેવા કરતો હતો. તેનો વાંચવાલખવાનો ઓરડો આખો પુસ્તકોથી ભરાઈ ગયો હતો; એ ઓરડામાં હેમનલિનીને ભારે આશ્રય મળ્યો. ગુણેન્દ્ર બધું ઠીકઠાક રાખવાના સ્વભાવવાળો માણસ ન હોવાથી, તેનું જે પુસ્તક એક વાર આલમારીમાંથી બહાર નીકળ્યું તે પાછું જલદી અસલ જગાએ પ્રવેશ કરવા પામતું નહિ. ટેબલ, ખુરસી કે નીચે બિછાવેલી ગાદી પર પડયાં પડયાં કેટલાક વખત પછી જો કદી કોઇ કારણે નંદાની સહાયથી તેને આલમારીમાં પ્રવેશ કરવાનું મળતું, તો તે એવું ઠેકાણે થઈ જતું કે વખત આવ્યે ખોળવા જતાં ઝટ હાથ આવતું નહિ. પુસ્તકોનું એક લીસ્ટ પણ હતું તો ખરું, પણ એનો કશો ઉપયોગ કરી શકાય એવું રહ્યું નહોતું.

હેમે આ બધી અવ્યવસ્થામાંથી બે ચાર દિવસમાં જ વ્યવસ્થા ઊભી કરી દીધી. એક દિવસ એક ખાનું ખાલી કરી તમામ પુસ્તકો નીચે ઉતારતી હતી, એવામાં ગુણેન્દ્ર આવી પહોંચ્યો. તેને જોઈ હેમ

બોલીઃ "ગુણિદાદા, આ ચોપડીઓ પેલી આલમારીમાં, અને પેલી ચોપડીઓ આ આલમારીમાં ગોઠવી હોય તો બહુ સરસ લાગે."

ગુણેન્દ્ર હસીને બોલ્યોઃ "શું સરસ લાગે?"

હેમ બોલીઃ "વાહ! એટલું ય નથી સમજાતું? જુઓ, આ ચોપડીઓ અહીં ગોઠવી હોય તો કેવી—'

ગુણેન્દ્ર ગંભીર થઈને બોલ્યોઃ "હં સમજાયું—બહુ સરસ લાગશે!"

હેમ એક ખુરસી ઉપર બેસી પડી બોલીઃ "જાઓ—નથી કરવું. તમારું કંઈ કામ જ નહિ કરવું."

ગુણેન્દ્ર એક ચોપડી હાથમાં લઈ હસતો હસતો બહાર ચાલ્યો ગયો.

આ ઓરડામાં હેમનલિની રાતદિવસ રહેતી એટલે ગુણેન્દ્ર આજકાલ તેના શયનગૃહમાં બેસીને જ લખવા વાંચવાનું કરતો. એક રવિવારે બપોરે હેમે બહારથી બૂમ મારીઃ "ગુણિદા, આવું કે?"

ગુણીએ અંદરથી જવાબ આપ્યોઃ "આવને."

હેમે બારણામાં પગ મૂકતાં જ કહ્યુંઃ "કેમ તમે હવે હમણાંના આ ઓરડામાં જ વાંચવાલખવાનું કરો છો?"

"એમાં શું ખોટું છે? અહીં શું ઓછું કામ થાય છે?"

"ત્યારે પેલા ઓરડામાં પહેલાં શું ઓછું થતું હતું?"

ગુણેન્દ્ર બોલ્યોઃ "ઓછું તો નહોતું થતું, પણ કાચું રહેતું હતું, અહીં એ બરાબર પાકું થાય છે."

હેમ પહેલાં તો હસી પડી, પણ ગુણેન્દ્રનું બોલવું સમજી ન શકવાથી એકદમ ગંભીર થઈ જઈ બોલીઃ "તમારે તો બધું હસવામાં જાય છે. એક શબ્દ પણ તમે સીધો બોલતા નથી!"

ગુણી મૂંગોમૂંગો હસવા લાગ્યો. તેણે કંઇ જવાબ આપ્યો નહિ.

હેમ બોલીઃ "પણ હું બધું સમજું છું. એ ઓરડામાં હું હોઉં છું એટલે તમે આવતા નથી. તમે મારાથી શરમાઓ છો.

પણ હું તો તમારી લગીરે શરમ રાખતી કરતી નથી."

ગુણીએ પૂછ્યું: "કેમ નથી રાખતી, રાખવી જોઈએ ના?"

હેમ હાથ વડે કપાળ પરથી વાળની લટ પીઠ તરફ ખસેડી બોલી: "વાહ! તમારી વળી શરમ કેવી રાખવાની? તમે શું મારે પારકા છો? એવું બધું નહિ ચાલે ગુણિદા, ચાલો ત્યાં—" કહી તે ચોપડીઓ ઊંચકી ઓરડામાંથી સડસડાટ ચાલી ગઈ!

હેમને રોજના ઉપયોગ માટે હાર, ચૂડી, અંગડી વગેરે કેટલાંક ઘરેણાં ગુણેન્દ્ર ખરીદી લાવ્યો હતો! સુલોચના તે જોઈ બોલી: "આવું બધું વળી શું કરવા, ભાઈ?"

ગુણિએ કહ્યું: "આ તો હજી કંઈ નથી, મા, હજી તો બીજું ઘણુંય જોઈશે. અડવે હાથે કંઈ એનું ઠેકાણું પડે એમ છે?"

સુલોચના વધુ કંઈ કહી શકી નહિ, પણ તે મનમાં મનમાં બહુ દુઃખી થતી હતી. આ બે જણને કેવી રીતે, એટલી વારમાં આટલી બેસતી થઈ ગઈ, એનો તે ફરી ફરીને વિચાર કરવા લાગી. એક દિવસે તેણે ગુણિને બોલાવી કહ્યું: "આવતો માગસર એમ ને એમ વહી ન જાય ભાઈ! ગમે તેમ કરીને હવે એને ઠેકાણે પાડી દેવી જોઈશે. કેવડી મોટી થઈ ગઈ છે!"

ગુણિએ જવાબમાં કહ્યું: "એની ચિંતા તમે ન કરશો, મા, બાકી હાથપગ બાંધીને કૂવામાં થોડી ફેંકી દેવાય છે? કોઈ સુપાત્ર મેળવો જોઈએ ને?"

સુલોચના દીર્ઘ નિશ્વાસ નાખી બોલી: "સુપાત્ર કુપાત્ર તો જેવું એનું નસીબ, ગુણિ! આપણું કામ આપણે કરી લઈએ એટલે પત્યું, પછી તો ભગવાનના હાથમાં છે!"

"ઠીક, તો એમ!" કહી ગુણિ ખસી ગયો. તેના મોં પર થઈ એક કાળી છાયા પસાર થઈ ગઈ. સુલોચના એ જોઈ વળી એક દીર્ઘ નિઃશ્વાસ નાખી પોતાના કામે ચાલી ગઈ. મનમાં મનમાં

ગણગણીઃ “ના, આ સારું નથી થતું. ગમે તેમ કરીને હવે તો એનું ઠેકાણું પાડવું જ જોઈએ.”

કેટલાક દિવસ પછી એક દિવસ હેમે બોલતાં બોલતાં ઓરડામાં પ્રવેશ કર્યો: “અહીં સૂઈ રહ્યા છો—કપડાંય નથી પહેર્યા. ઊઠો, ઊઠો, ઝટપટ !”

ગુણિ પથારીમાં પડ્યોપડ્યો બોલ્યા ચાલ્યા વગર જોઈ જ રહ્યો. હેમ કબાટ પાસે ગઈ; કબાટ ઉઘાડી નોટોની એક થોકડી અને થોડા રૂપિયા લઈ તેણે છેડે બાંધી લીધા. પછી તાળું વાસી પાસે આવી બોલીઃ “તમારે પગે પડું ગુણિદા, હવે મોડું ના કરશો, ચાલો. દુકાન બંધ થઈ જશે.”

ગુણિ તેનાં કપડાં લત્તાં જોઈ કંઈક અનુમાન કરી શક્યો હતો, તેણે પૂછ્યું: “ક્યાં જવાનું છે?”

હેમ નવાઈ પામી બોલીઃ “વાહ! ગાડી લાવવાનું કલાક થયાં કહીને આવી છું, ને હવે તમે કહો છો, ક્યાં જવાનું છે!”

ગુણિએ કહ્યું: “ગાડીવાળો જાણતો હશે, ક્યાં જવાનું છે તે. હું કંઈ ગાડીવાળો નથી, મને શી રીતે ખબર પડે?”

હેમ હસી પડી બોલીઃ “તમને ગાડીવાળો કેમ કહેવાય, ગુણિદાદા? ચાલો, ચાલો, પાછી દુકાન બંધ થઈ જશે.”

“શાની દુકાન?”

“બુકસેલરની જ તો! તમને માનદા કહી ગઈ નથી? મેં તેને કહેવડાવ્યું હતું ને! હમણાં હમણાં સરસ સરસ નવી બંગાળી ચોપડીઓ બહાર પડી છે—મેં આખું લીસ્ટ બનાવ્યું છે.”

તેના હાથમાં એક કાગળ જોઈ ગુણિએ હાથ લંબાવી કહ્યું: “જોઉં લીસ્ટ.”

“ના, તો તો તમે લેવા જ ના દો.”

“અને, એમ છાનીમાની લાવીશ તો એકે વાંચવા નહિ દઉં.”

હેમ થોડીવાર ચૂપ રહી બોલી: “ ઠીક, તો ચાલો, ગાડીમાં દેખાડીશ.”

સાંજને સમયે તેઓ એક ગાડી ભરીને ચોપડીઓ ખરીદી પાછાં ફર્યાં. સુલોચના એ જોઈને બોલી: “ અરે, આટલી બધી ચોપડીઓ ?”

ગુણિએ કહ્યું: “ શી ખબર મા, આ બધી જ હેમની ચોપડીઓ છે. કેટલીયે નકામી ચોપડીઓમાં પૈસા બગાડી આવી છે.”

સુલોચના બોલી: “ પણ તેં આપ્યા શું કરવા ?”

ગુણિ બોલ્યો: “ હું શાનો આપું ? ચાવી એના હાથમાં છે. એણે જાતે પૈસા કાઢ્યા. એણે ગાડી કરાવી અને પછી જાતે જઈને આ બધું વહોરી લાવી, હું તો માત્ર એની સાથે હતો એટલું જ.”

થોડાંક પુસ્તકો નંદા પાસે ઊંચકાવી, થોડાં માનદા પાસે ઊંચકાવી અને થોડાં પોતે ઊંચકી લઈ હેમ ત્રીજા માળના ઓરડામાં ચાલી ગઈ.

સુલોચના બોલી: “ ગુણિ, બહુ ફટવીશ નહિ, હોં કે ભાઈ! કોણ જાણે ક્યાં કોને હાથ પાનું પડશે—તે દહાડે એને દુઃખે મરવા વખત આવશે.”

ગુણિએ ઉપર વાંચવાના ઓરડામાં જઈને જોયું તો હેમ માથે વીજળીની બત્તી પેટાવી નવાં પુસ્તકો પર લેબલ ચોડી રહી હતી. ગુણિ બોલ્યો: “ મા કહે છે તને હવે વધારે ચડાવવી નહિ. કોણ જાણે ક્યાં કોને પનારે પડશે; તે વખતે તું દુઃખી થઈને મરશે.”

હેમ મોં ફેરવી ગુસ્સે થઈ બોલી: “ શું કરવા મરવું પડે ? મને ગરીબ દુઃખીના ઘરમાં દીધી છે ને, તો બીજે જ દહાડે નાસી આવી જાણજો.”

ગુણિ હસીને બોલ્યો: “ બહુ સારું.”

હેમ આગળ કાંઈ બોલી નહિ, પોતાને કામે વળગી. ગુણેન્દ્ર

પળવાર મૂંગોમૂંગો તેના સામું જોઈ રહી એક ક્ષીણ નિશ્વાસ દબાવી લઈ પોતાના ઓરડામાં ચાલ્યો ગયો.

દુર્ગાપૂજા સમાપ્ત થઈ ગઈ હતી. પૂજાને દિવસે ગાડી કરીને દેવદર્શન કરી પાછી આવી હેમ માને પ્રણામ કરી ઉપર ગઈ. ત્રીજે માળે ખુલ્લી અગાસીએ ચાંદનીમાં ગુણેન્દ્ર એકલો આંટા મારી રહ્યો હતો. હેમ તેની સામે આવી તેના પગ આગળ માથું મૂકી, પ્રણામ કરી તેની ચરણરજ માથે ચડાવી ઊભી થઈ રહી. ગુણેન્દ્ર બોલ્યા ચાલ્યા વગર તેના મોં સામે જોઈ રહ્યો. એ જોઈ તેને જરા શરમ આવવા જેવું થયું, પરંતુ તરત જ બોલી: "મને આશીર્વાદ તો આપો, ગુણિદા?"

ગુણેન્દ્ર ચમકીને જોઈ રહ્યો. ઝટપટ બોલી ઊઠ્યો: "આપ્યા જ છે તો."

"ક્યાં ક્યારે આપ્યા?"

"મનમાં મનમાં આપ્યા છે."

હેમ હસવું દબાવી રાખી બોલી: "શું આશીર્વાદ આપ્યા, બોલો જોઉં?"

ગુણેન્દ્ર પળવાર મૂંઝાઈ છેવટે ગંભીર થઈને બોલ્યો: "આશીર્વાદ આપીએ તે કહી ન બતાવાય. નહિ તો ફળે નહિ."

હેમ બોલી: "ઠીક, તો રહ્યું. તમે માને પ્રણામ કર્યા?"

"રોજ તો કરું છું."

હેમ ગભરાઈને બોલી: "ના, ના એ નહિ ચાલે. આજે વિજયાદશમી છે. એટલે આજે તો ખાસ કરીને પ્રણામ કરવા પડે. ઝટઝટ જાઓ, નહિ તો માને દુઃખ થશે."

ગુણેન્દ્ર નીચે ઊતરી ગયો.

કારતક મહિનાની અધવચમાં એક દિવસ હેમ વંટોળિયાની જેમ ઓરડામાં પેસતાં જ બોલી: "તમને લોકોને કંઈ બીજું કામ

નથી, કાજ નથી? કેમ, મેં તમારું શું બગાડ્યું છે?" બોલતાં બોલતાં તે રડી પડી.

ગુણેન્દ્ર મૂઢ થઈ જઈ બોલ્યો: "શું થયું છે, હેમ?

હેમ રડતી રડતી બોલી: "જાણે કશુંયે જાણતા ન હો તેમ 'શું થયું છે હેમ!' મા કહે છે શાન્તિપુર કે કોણ જાણે ક્યાં બધું નક્કી થઈ ગયું છે. હું જો પરણવાની ના પાડું તો શું તમે બધાં જોર કરીને મારા હાથપગ બાંધી મને પરણાવી શકશો?"

ગુણેન્દ્ર હવે સમજ્યો એટલે હસીને બોલ્યો: "અરે, એજ વાત કે? તું મોટી થઈ એટલે હવે તને પરણાવવી ન પડે?"

"ના."

"ના શું, ના પરણાવે તો ધરમ ન જાય?"

"ના પરણાવે તો તમારો તો ધરમ નથી જતો."

ગુણેન્દ્ર બોલ્યો: "મારો તો કંઈ જતો નથી—હું તો બ્રાહ્મ છું. પણ તમારા લોકનો તો વેળાસર લગ્ન ન થાય તો ધરમ જાય. એટલે ઉતાવળ કરવી જ પડે."

હેમ આંખો લૂછતી બોલી: "તમે યે ખરા છો. પણ તમે યે માણસ છો, માણસને આવી રીતે બાંધીને ગરદન ન મારો. હું કેમે કરી આ ઘર છોડી જવાની નથી, તમે ગમે તેટલા ઘાટ ઘડોને!"

ગુણેન્દ્ર તેને શાન્ત કરવા માટે સ્નિગ્ધ કંઠે બોલ્યો: "તેયે કંઈ જેવું તેવું ઘર નથી. એ માણસ પણ દેખાવડો, શાણો, ડાહ્યો, વિદ્વાન, બુદ્ધિમાન છે. ત્યાં તને કોઈ વાતે દુઃખ નહિ રહે."

હેમ લેશ માત્ર ચુપ થયા વગર ઝડપથી માથા પરના વાળ સરખા કરી બોલી: "એ નહિ બને—કદાપિ નહિ બને, એ તમને કહી દીધું. હું તમને ભારે પડતી હોઉં તો મને ખાવાનું ના આપશો. હું ભૂખે પેટે મારા વાંચવાના ઓરડામાં પડી રહીશ—કાંઈ જ માગીશ કરીશ નહિ."

ગુણેન્દ્ર હસવાનો પ્રયત્ન કરતો બોલ્યો: “ત્યાં પણ તને વાંચવાનો ઓરડો મળશે. અને, નહિ મળે તો આ આખો ઓરડો હું ત્યાં પહોંચાડી જઈશ.”

હેમ તે શબ્દો તરફ લેશમાત્ર કાન દીધા વગર રડી પડી બોલી: “તમારે કંઈજ કરવું નહિ પડે, ગુણિદા. આ માગસર માસમાં? આ એક મહિના પછી? તમારે પગે પડું, ગુણિદા, તમે સંબંધ તોડી નાખો.”

તેને રડતી જોઈ ગુણેન્દ્રની પણ આંખો ભીની થઈ ગઈ હતી. તે પ્રયત્નપૂર્વક જરા સ્વસ્થ થઈ બોલ્યો: “અરે! એમ તે કંઈ થાય? હવે એ ન બને! વાતચીત બધી પાકે પાયે થઈ ગઈ છે.”

“પથરા પાકે પાયે! ચૂલામાં ગઈ બધી વાતચીત! તમે સંબંધ કર્યો છે, ને તમે ધારો તો તમારાથી તોડી પણ નખાય. હું તમને હાથ જોડીને કહું છું, ગુણિદા, મારું આટલું વચન રાખો.”

સુલોચના સંદેહ આવવાથી પાછળ પાછળ ઉપર આવી હતી, ઓરડામાં પગ મૂકતાં જ તે ગુસ્સામાં બોલી: “તને તે આ બધું શું થયું છે, હેમ? ગાંડાની જેમ શું ફાવે તેમ લવ્યા કરે છે? સંબંધ તે કદી તોડાતો હશે? પાકેપાયે થઈ ગયેલી વાત હવે આઘીપાછી કરાતી હશે? અને તોડવાની એવી જરૂરે શી છે? તારું નસીબ સમજ કે આવો ભાઈ મળ્યો છે. સારે નસીબે આવો સંબંધ થયો છે, ત્યારે હવે કહેવા બેઠી કે, તોડી નાખો. બંગાળીની છોકરી થઈ વિશ્વાસીની પેઠે હજી મોટી ઢેડંબા થવું છે? જા, નીચે જા.”

હેમ ચાલી ગયા પછી સુલોચના ગુણેન્દ્ર તરફ ફરી બોલી: “રાતદહાડો ચોપડીઓ વાંચ્યા કરવાનું આ બધું ફળ છે. ચોવીસે કલાક નૉવેલ ને નાટક! પછી અવળી બુદ્ધિ ના સૂઝે? માગસરમાં તો ગમેતેમ કરીને એને વળાવ્યા વગર છૂટકો નથી.”

ગુણેન્દ્ર બોલ્યા વગર બેસી રહ્યો. સુલોચના થોડીવાર ઊભી રહી,

પછી ધીરેધીરે નીચે ઊતરી ગઈ.

એ દિવસ પછી કોર્ટમાંથી આવીને કોઇક એક પુસ્તક લેવા ગુણેન્દ્ર વાંચવાના ઓરડામાં પેસવા જતો હતો, ત્યાં અંદરથી હેમ બોલી ઊઠી: " અંદર આવશો નહિ, ગુણિદા, હું ખાવા બેઠી છું. "

ગુણિ ચમકીને ઊભો રહી ગયો. તે બોલ્યો: " ખાવા બેઠી છે તે શું થઈ ગયું ? હું અંદર આવું તો શું ખાવાનું અભડાઈ જવાનું છે ? "

હેમ બોલી: " આખા ઓરડામાં જાજમ પાથરેલી છે એ ! "

ગુણિ બોલ્યો: " તારી દાસી માનદા અંદર આવે તો તારો ધર્મ જતો નથી. હું શું એના કરતાં ય નીચ છું. ! "

હેમ ભોંઠી પડી હસીને બોલી: " લો, આ હું ખાઈ રહી. " એમ કહી ખાવાની થાળી ઠેલીને ટેબલના ખૂણા તરફ ખસેડી મૂકી.

" ના, ના, તું તારે ખા. હું કપડાં બદલીને આવું છું. " એમ કહી ગુણિ એકદમ ચાલ્યો ગયો. તેના હૃદયમાં જાણે વેદના થઈ રહી હતી.

બીજે દિવસે સવારે દસ વાગે ગુણિ જમીને ઊઠ્યો કે તરત જ હેમ ક્યાંકથી દોડી આવી એ જ આસન પર બેસી જઈ બોલી: " મહારાજ ! મને આ જ થાળીમાં ભાત પીરસો. "

મહારાજ નવાઈ પામી બોલ્યો: " એમાં તો બાબુ જમી ગયા છે. "

હેમ બોલી: " હા, હા, હું એ જાણું છું. તમે તમારે પીરસોને."

બાજુના ઓરડામાંથી સાંભળીને સુલોચના પાસે આવી બોલી: " આ શું કરે છે હેમ ? એ તો ગુણિની એંઠી થાળી છે; જા, કપડાં બદલી ગંગાજળનો સ્પર્શ કરી આવ."

હેમ થાળીમાં વધેલા અન્નમાંથી એક કોળિયો મોંમાં નાખી લઈ બોલી: " મહારાજ, ભાત લાવો. ગુણિદાની એંઠી થાળીમાં ખાવા

જેટલી યોગ્યતા જગતમાં કેટલા જણાના નસીબમાં હોય છે? આ થાળીમાં ખાવાનું મળે એ પણ સદ્ભાગ્ય છે."

સુલોચના આભી બની જોઈ રહી. રસોયો ભાતશાક લાવી થાળીમાં પીરસી ગયો.

ગુણિ ઓસરીને એક ખૂણે બેસી મોં ધોતો હતો, તેણે બધું સાંભળ્યું હતું. સાંજે તેણે હેમને કહ્યું: "આજે હેમ વટલાઈ! ધરમ ગયો!"

હેમ નવી ચોપડી લઈ એકચિત્તે વાંચતી હતી, મોં ઊંચું કર્યા વગર જ તે બોલી: "તમને કોણે કહ્યું?"

"ગમે તેણે કહ્યું, પણ ધરમ તો ગયો ને?"

હેમ મોં ઊંચું કરી બોલી: "ના, તમારી થાળીમાં બેસીને ખાવાથી કોઈનો ધરમ જતો નથી—જેમણે ધરમ કાઢ્યો છે, તેમનો ય નહિ."

ગુણિ પાસે જ એક ખુરશી ઉપર બેસી પડી બોલ્યો: "તે હશે, પણ તેં એ ઠીક નથી કર્યું. જેનો જે ધર્મ હોય, તેણે તે પ્રમાણે ચાલવું એ ઉચિત છે. વળી આમાં તો માને દુઃખ દેવા જેવું થાય છે."

હેમ પળવાર મૌન રહી, એકાએક ઉચ્ચ સ્વરે બોલી ઊઠી: "જાણે કે આ તમારું ઘર નથી, તમારાં બાર નથી, તમે જાણે સૌથી હલકા, સૌથી ઊતરતા! એ તમારાથી સહન થાય; મારાથી નહિ થાય. તમારી થાળીમાં બેસીને ખાવાથી માને દુઃખ થાય; પણ ન ખાઉં તો, મા કરતાં યે જે મોટો છે, તેને દુઃખ દેવાનું થાય છે. ઠીક તો, તમે હવે જાઓ—મને બોલતાં નથી આવડતું, મારે વાંચવું છે." બોલતાં બોલતાં તે ઉઘાડી ચોપડીના પાના ઉપર એકદમ ઝૂકી પડી.

ગુણેન્દ્ર થોડી વાર સ્થિર બેસી રહી અવાજ કર્યા વગર ઊઠી ગયો. તેની આંખો પરથી એક કાળો પડદો આજે જાણે એકાએક ક્યાંય અંતર્ધ્યાન થઈ ગયો.

૪

માગસર માસ પૂરો થતાં, નવદ્વીપમાં એક શ્રીમંતને ઘેર હેમનાં લગ્ન થઈ ગયાં. તે દૂરથી ગુણિદાને પ્રણામ કરી પતિનું ઘર માંડવા ચાલી ગઈ. સાસરીમાં સાસુ, સસરો, નણદી કે દેરાણી કે જેઠાણી કોઈ નહોતું. હતાં માત્ર બે જણાં: પતિની ઘરડી દાદી અને પતિનો અપરિણીત નાનો ભાઈ—તે કલકત્તા કૉલેજમાં ભણતો હતો.

કિશોરીબાબુની ઉંમર છત્રીસની લગભગ હશે. તેઓ પત્ની ગુજરી ગયા પછી કોઈ ઉંમરલાયક છોકરીની ખોળમાં હતા. તેથી જોયા વગર જ તેમણે હેમને પસંદ કરી હતી. લગ્ન પછી તેમણે સુલોચનાને પણ પોતાને ઘેર લાવવા માટે ખૂબ આગ્રહ કર્યો. સુલોચનાએ ખુશી બતાવી છોકરી પર કાગળ લખાવ્યો કે નવદ્વીપમાં આવી રહીને પુણ્યકર્મ કરવાની તેમની એક માત્ર ઇચ્છા છે!

હેમે તેનો જવાબ લખ્યો: “ તું જે ઘરમાં રહે છે, મા, તે ઘરની માત્ર હવા લાગે તો યે સમસ્ત નવદ્વીપનો ઉદ્ધાર થઈ જાય. ત્યાં રહીને યે જો તારાથી પુણ્યકર્મ ન થતાં હોય, તો વૈકુંઠમાં ગયે પણ થવાનાં નથી. એમને છોડીને જો તું અહીં આવીશ, તો હું પોતે જઈને તેમની પાસે રહીશ. ”

છોકરીને તે ઓળખતી હતી, તેથી જઈ તો ન શકી, પણ તેનું મન ક્યાંક આવી રહેલા અજાણ્યા નવદ્વીપની આસપાસ રાતદહાડો ભમતું ફરવા લાગ્યું.

આમ ને આમ છ માસ વહી ગયા. એક દિવસ તેનાથી નહિ રહેવાયું એટલે કોઈ એક ઉત્સવનું બહાનું કાઢી, નંદાને સાથે લઈને તે સ્ટીમરમાં ચડી બેઠી. નવદ્વીપ જઈને જુએ છે તો છોકરીનું શરીર ખૂબ દૂબળું થઈ ગયું હતું, તેથી દુ:ખી થઈ તે બોલી: “ અહીં કોઈ

છે નહિ, એટલે તારી બરદાસ થતી નહિ હોય." છોકરીએ હા કે ના કંઈ જવાબ દીધો નહિ.

ઉત્સવ પૂરો થઈ ગયો, તો પણ પાછા ફરવાની માની વૃત્તિ ન દેખવાથી એક દિવસ હેમ બોલીઃ "હજી કેટલા દહાડા જમાઇને ઘેર રહેવું છે, મા ? લોકો વાતો નહિ કરે ?"

સુલોચના ચિડાઇ પડી બોલીઃ "મને કાઢી મૂકીને જ તારો જીવ હેઠો બેસશે ! તો પણ આ તો મારાં દીકરી—જમાઈનું ઘર છે, ત્યાં કયા ઘરના ઘરમાં જાઉં, કહે."

હેમ પળવાર અવાક્ થઈ રહી; પછી બોલીઃ "તારો દોષ નથી, મા ! એ જ આપણી સ્ત્રીજાતનો સ્વભાવ છે ! આપણે પોતાનું ને પારકું એક દિવસમાં જ ભૂલી જઈએ છીએ !"

દિવસો જવા લાગ્યા. એમ કરતાં દુર્ગાપૂજા આવી પહોંચી. ગુણિએ ભારે ખર્ચ કરી, પૂજાની સામગ્રી મોકલી હતી. સુલોચના હેમને ખૂણે બોલાવી બોલીઃ "ગુણિ મારો બ્રાહ્મ છે ખરો, પણ એ બધું સમજે છે."

મિષ્ટાન્ન વગેરે મહેલ્લામાં વહેંચી દઈ, લુગડાંલત્તાં સૌને બતાવી તે બોલવા લાગીઃ "હું નથી, એટલે ભાઈએ મારી બેનને આ બધું મોકલ્યું છે." સાથે સાથે પૂજા પછી પોતે ઘેર જવાની છે એ વાત પણ તેણે સૌને કહી સંભળાવી. તેના જવા સંબંધી તે દિવસ પછી હેમ એક અક્ષરે કહેતી નહિ, આજે પણ બોલી નહિ. સુલોચના ન સમજી શકવાથી મનમાં મનમાં બોલીઃ "ભગવાન એવો દિવસ દેખાડે ત્યારે તું સમજીશ. મા, કે પેટના સંતાનને છોડીને જતાં માના જીવને શું થાય છે !"

પરંતુ પૂજા પૂરી થતાં જ સુલોચના સખત રીતે મેલેરિયાથી પટકાઈ પડી. મહિનોક માંદગીમાં ને માંદગીમાં વીતી ગયા પછી

એક દિવસે હેમે કહ્યું: "શું કામ વલોપાત કરે છે, મા? દુ:ખમાં તો ભગવાનનું નામ લેવું જોઈએ! જો જીવવું હોય તો, ગુણિદાને બોલાવો."

બોલતાં બોલતાં તેની આંખો આંસુથી ભરાઈ આવી; પછી એ આંસુ ટપટપ કરતાં ઝરી પડવા લાગ્યાં. ઊંચું મોં રાખી તે જડ જેમ બેસી રહી. માએ કહ્યું: "તો એમ કર, હેમ, તેને કાગળ લખી નાખ."

હેમે ઘરના મુનીમ પાસે માને લઈ જવા માટે ગુણેન્દ્ર પર કાગળ લખાવી દીધો.

બે દિવસ પછી માનદા અને દરવાન આવી પહોંચ્યાં. હેમે માનદાને બોલાવી પૂછ્યું: "અરે! ગુણિદા કેમ નહિ આવ્યા?"

માનદા બોલી: "તેમનું યે શરીર ક્યાં સારું રહે છે! આજકાલ કરતાં પંદર દહાડા થયા, સરદી કે ઉધરસ ચાલ્યા જ કરે છે અને કોઈ દહાડો તાવે આવી જાય છે; નહિ તો એ જ આવત." હેમ તો આશા રાખી બેઠી હતી કે ગુણિદા આવશે.

સુલોચના ચાલી ગઈ. ગુણિએ દવાદારૂની વ્યવસ્થા કરી દાસદાસી સાથે તેને હવાફેર માટે પશ્ચિમ તરફ મોકલી દીધી. જતી વખતે સુલોચનાએ કહ્યું: "ગુણિ, તું પણ મારી સાથે ચાલને, ભાઈ તારું શરીર સારું નથી—ચાલ, બેઉ જણ જઈએ." ગુણિ હા પાડી શક્યો નહિ. તેને કલકત્તામાં કામ હતું. તે ઘેર જ રહ્યો.

પશ્ચિમમાં ગયા પછી સુલોચનાનું શરીર સારું થતું ગયું. તેણે નવદ્વીપ અને કલકત્તા કાગળ લખી જણાવ્યું કે શરીર સારું હશે તો માહ ઊતરતાં દેશ પાછી ફરીશ.

ગયા વર્ષના માગસરની અગિયારસે હેમનાં લગ્ન થયાં હતાં, આજે આ બીજા માગસરની અગિયારસ આવી. એકાએક આ વાત યાદ આવતાં ગુણિ પળવાર ચોપડીમાંથી મોં ઊંચું કરી શૂન્ય નજરે

બારી બહાર જોઈ રહ્યો. એટલામાં પાછળથી, બારણા બહાર ઊભેલા નવા દરવાને હાક મારીઃ " મહારાજ ! એક અર્જન્ટ તાર આયા હૈ."

ગુણિએ મોં ફેરવી જોયું તો, દરવાન ડહાપણ વાપરી તાર-વાળાને સાથે લેતો આવ્યો હતો. પરબીડિયું હાથમાં આપી સહી લઈ સલામ કરી તે ચાલ્યો ગયો.

ગુણિ તાર વાંચી નવાઈ પામી ગયો—હેમ જણાવે છે કે હું ઘેરથી ઊપડી ચૂકી છું; હુગલી ઊતરી ત્યાંથી ટ્રેનમાં આવવાની છું, માટે બપોરે ત્રણચાર વાગે હાવરા સ્ટેશને ગાડી મોકલજો. તે શું કરવા આવે છે, સાથે કોણ કોણ છે, કિશોરીબાબુ સાથે છે. કે તે એકલી જ આવે છે, કંઈ જ સમજી શકાયું નહિ. ઘરમાં બાઈમાણસ કોઈ હતું નહિ, માનદા હતી તે સુલોચનાની સાથે પશ્ચિમમાં ગઈ હતી, એટલે ગુણિ જરા મૂંઝવણમાં પડી ગયો.

જૂનો નોકર ગાડી લઈને ગયો અને સાંજ પહેલાં હેમને લઈ-ને પાછો ફર્યો. સાથે દાસી, નોકર અને થોડો સરસામાન હતો. ગુણિ હેમને જોઈ ધ્રૂજી ઊઠી બોલ્યોઃ " આ કેવો ગાંડા જેવો વેશ પહેરીને આવી છે, કહે જોઉં ! "

હેમ જમીન પર ઢળી પ્રણામ કરી બોલીઃ " ઉપર ચાલો, કહું છું." ઉપર, બેસવાના ઓરડામાં જઈ સ્વસ્થ થઈ બેસી તેણે પૂછ્યુંઃ " મા તો માહ મહિના પહેલાં આવવાનાં નથી, ખરું ને ? "

ગુણિએ કહ્યુંઃ " માએ લખ્યું તો એવું છે. "

" તો એમને તે પહેલાં કંઈ જણાવવાની જરૂર નથી, પણ,—નવાઈ જેવું છે, ગુણિદા, આ જ દિવસે હું અહીંથી ગઈ હતી, અને આ જ દિવસે પાછી આવી. "

ગુણિ કંઈ ન સમજવાથી બોલ્યોઃ " પાછી આવી એટલે ? "

હેમ સહજ ભાવે બોલીઃ " પાછી જ આવી તો ! હવે ત્યાં

રહું પણ કેમ કરી ? કેમ, તમે મારાં આ કપડાં જોઈ ને કંઈ સમજી શકતા નથી ? પરમદહાડે ક્રિયાકર્મ પૂરાં થઈ ગયાં, એટલે આજે હું ચાલી આવી !"

ગુણિ સ્તબ્ધ થઈ બેસી રહ્યો. બહુવાર પછી બોલ્યો: "કંઈ ખબરે મોકલી નહિ—શું થયું હતું કિશોરીબાબુને ?"

હેમ બોલી: "આ બુધવારની સાંજથી કોલેરાનાં ચિહ્ન વરતાવા લાગ્યાં. ત્યાં મળી એટલી દાક્તરી સારવાર કરાવી, પણ કશાની ટાંકી લાગી નહિ. બીજે દિવસે દસ વાગે મરણ પામ્યા."

ગુણિ થોડીવાર પછી બાજુએ ફરી ભીની આંખ લૂછી નાખી બોલ્યો: "પણ મા આ સાંભળશે તો નક્કી ફાટી મરશે. જ્યાંસુધી એ ન જાણે ત્યાંસુધી સારું."

હેમ બોલી: "શું કરશો, ગુણિદા ? તમે સૌએ ભગવાનની સામે કાવતરું કર્યું હતું એ વાત હું જ એકલી મનમાં મનમાં સમજી શકી હતી. તે વખતે મારી વાત તમે ગણકારી નહિ—હવે રડાપીટ, અને હાય, હાય !—ભૂખ લાગી છે, શું ખાઉં, કહો તો ? પણ ખૂબ થાકી ગઈ છું, અત્યારે મારાથી રંધાશે નહિ— કંઈ ફળમૂળ ખાઈને જ આજનો દિવસ ચલાવીશ."

ગુણિએ પૂછ્યું: "બપોરે પણ ખાધું નથી ?"

"ના, સવારમાં જ સ્ટીમર પકડવી પડી હતી."

માહ પૂરો થતાં સુલોચના પાછી ફરી, પણ રોગમુક્ત થઈને આવી શકી નહિ. તેમાં વળી ઘેરે આવી આ દૃશ્ય જોતાં તે જ દિવસે ફરી પથારીવશ થઈ પડી. આ આઘાત તેના હૃદયમાં બાણની પેઠે લાગ્યો. દવાદારૂ અને સેવાચાકરીમાં કંઈ ઊણપ રહી નહિ, પણ કશાથી યે જાણે કંઈ ફેર પડ્યો નહિ. એક દિવસે તેને હાથેપગે સોજો

આવેલો જોઈ ગુણિ ખૂબ ચિંતાતુર થઈ ગયો. તે દિવસે તે પણ ગુણિને એકલો જોઈ બોલી: "હવે શું વળવાનું છે, ભાઈ, મહેનત કરીને? મને જરા શાંતિથી જવા દે."

ગુણિ આંસુ દાબી રાખી બોલ્યો: "એવું શું થયું છે, મા, કે તું એકદમ આવી નિરાશ થઈ ગઈ છે?"

સુલોચના બોલી: "ઠીક. તો તું જ કહે, મારે આશા રાખવા જેવું હવે શું બાકી રહ્યું છે?"

ગુણી મોં નીચું કરી બેસી રહ્યો.

સુલોચના બોલી: "ગુણિ, હું એટલી મૂરખ નથી ભાઈ, જાણી બૂઝીને મેં જે પાપ કર્યું છે, તે જ પાપ મને અંદરથી પળેપળે ભસ્મ કરી રહ્યું છે." પળવાર મૌન રહી વળી તે બોલી: "પૂછું, મને સાચેસાચું કહેજે, ગુણિ, હું બરાબર જાણું છું. એક દિવસ તું મારી હેમને ચાહતો હતો, હવે ફરી પ્રયત્ન કરે તો તું શું એને ન ચાહી શકે?"

ગુણિ મોં નીચું ઢાળી બોલ્યો: "તેને તો સદાકાળ ચાહું જ છું, મા! તે દહાડેય ચાહતો હતો, આજેય ચાહું છું. તેની તું કોઈ વાતે ચિંતા કરીશ નહિ. હું જીવતો છું ત્યાં લગી તેને કંઈ દુઃખ નહિ પડે."

સુલોચના બોલી: "હું એ જાણું છું. લો, તમને બંનેને હું આ મારા છેલ્લા આશીર્વાદ આપું છું; જો કોઈ દહાડો જરૂર પડે તો આ વાત એને કહેજે. અને બીજી એક વાત, ભાઈ, ત્યાં હતી ત્યારે હેમે મને કાગળ લખ્યો હતો—મા, જે ઘરમાં તું રહે છે તે ઘરની માત્ર હવા લાગે તોયે સમસ્ત નવદ્વીપનો ઉદ્ધાર થઇ જાય; ત્યાં રહીનેયે જો તારાથી પુણ્યકર્મ ના થતાં હોય, તો વૈકુંઠમાં ગયે પણ થવાનાં નથી. હવે ભાઇ, મારા મરણકાલે મારા હાથ પર હાથ મૂકી આશીર્વાદ આપ, હું પાપમાંથી છૂટું. મારો અપરાધ કેવડો મોટો

છે, ગુણિ, તે એકલી હું જ જાણું છું."

ગુણિ મૂંગો મૂંગો રડવા લાગ્યો. તે ખરેખર સુલોચનાને માની જેમ ચહાતો હતો. સુલોચના બોલીઃ "હેમને તો હું એક અક્ષરે કહી શકવાની નથી. તેના મોં સામું જોતાં જ મારું હૃદય ભડભડ કરતું બળવા માંડે છે, લોકો સાવકી માની વાતો કરે છે, પણ હું તો સાવકી મા કરતા યે તેની મોટી વેરણ થઈ!"

બીજે દિવસ દર્દ ખૂબ વધી પડયું. તેની બચવાની આશા સૌએ છોડી. શ્વાસ લેવાનું મુશ્કેલ થતાં જ તેણે હેમને પાસે બોલાવી, અને તેની હડપચીને સ્પર્શ કરી ચુંબન કરી તે રડી પડી.

"હેમ, હું જાઉં છું. મા!"

હેમ માની છાતી પર મોં નાખી રડવા લાગી. થોડી વાર પછી તેને ઇશારાથી ઊઠવાનું કહી બોલીઃ "રડીશ નહિ, મા! સુખેદુઃખે પંદર વરસ તને છાતીએ વળગાડી કાઢ્યાં છે, હવે વખત થયો છે એટલે તારા બાપની પાસે જાઉં છું. આજે મારે સુખનો દિવસ છે. આજે હું રડત નહિ, હેમ—આજે હસતી ખુશ થતી જાત, જો તને આમ પાયમાલી કરી ન જતી હોત તો. હું લજ્જાથી, દુઃખથી તારા મોં સામું જોઈ પણ શકતી નથી, મા!"

હેમ રડતી રડતી બોલીઃ "આવું શું કરવા બોલે છે? મારા નસીબમાં જે હતું, તે થયું, એમાં ક્યાં તારો હાથ હતો?"

સુલોચના તેને અટકાવી બોલીઃ "મારો હાથ હતો, તે હાથ મેં મારે હાથે જ કાપી નાખ્યો છે. તું કહે છે જેવું નસીબ; પણ તારા નસીબ જેવું સારું નસીબ આ જગતમાં એકે છોકરીનું નહોતું, મા!—મેં વચમાં પડી જો બધું ધૂળધાણી ન કરી નાખ્યું હોત તો. હું એ બધું જ જાણું છું; તેથી જ તો આ દુઃખનો ભાર મારી છાતી પરથી ખસતો નથી. અજાણ્યા પાપનો ઉપાય હોય છે, પણ

જાણી બૂઝીને કરેલા પાપમાંથી મારો શી રીતે છૂટકારો થવાનો હતો, મા ?"

તેની આંખોમાંથી ઝરઝર કરતાં આંસુ વહી જવા લાગ્યાં. હેમે પાલવ વડે તે લૂછી નાખ્યાં. થોડી વાર રહી સુલોચના ફરીથી બોલી: "મા ઉપર ગુસ્સો કરીશ નહિ, બેટા! વખતે એ વાત કહું તો તારું અકલ્યાણ કરવા જેવું થાય, એટલે કંઈ કહી શકતી નથી; નહિ તો આજે મરણકાળે, હાથ જોડીને કહેત—"

હેમ એકદમ તેના મોં પર હાથ દાબી રડી પડી બોલી: "શું કરું તો તને સુખ થાય—મને કહે, હું એ પ્રમાણે કરીશ. મેં તો કોઈ દહાડો તને ના પાડી નથી, મા."

સુલોચના ભારે કષ્ટપૂર્વક પોતાનો નબળો હાથ હેમના માથા પર રાખી બોલી: "એટલે જ તો બળી મરું છું, હેમ! મારે જે કહેવાનું હતું, તે મેં ગુણીને કહ્યું છે. જરૂર પડશે તો એ તને કહેશે. પણ તું આજે આ તારાં કપડાં બદલીને આવ. જે કપડાં પહેરીને વરસદહાડા પહેલાં આ જ ઘરમાં, આ જ ખાટ ઉપર તું બેસતી, જે બધાં ઘરેણાં પહેરીને તું મને પ્રથમ પ્રણામ કરવા આવી હતી, મારા ગુણિએ આણી દીધેલાં તે કપડાં, અને તે ઘરેણાં બધાં પહેરીને મારી આગળ આવ. એક પળ માટે પણ મારા પોતાના પાપમાંથી મને મુક્તિ આપ."

હેમ શાંતિથી ઊઠી ગઈ અને માની આજ્ઞાનું પાલન કરીને પાછી આવી બેઠી, ત્યારે માના હોઠના ખૂણામાં કંઈક હર્ષનો આભાસ રમી ગયો. તે વિશેષ સ્વસ્થતાથી બોલી: "મા, ચોત્રીસ વરસની મારી જિંદગીમાં જે જ્ઞાન કોઈ દિવસ થયું નહોતું, તે જ્ઞાન, તે બુદ્ધિ એક પળમાં મારામાં આવી વસ્યાં—જે દિવસે પશ્ચિમથી પાછી ફરી તને પ્રથમ જોઈ ત્યારે લોકો માથા પર વજ્ર પડવાનું કહે છે, એ કેવું હશે એ હું નથી જાણતી, પણ એ દિવસે મને જે

વ્યથા થઈ હતી, તેની અડધી યે વ્યથા જો વજ્રાઘાતે થતી હોય, તો એ વ્યથા મારા પરમ શત્રુને યે કદી ન હોજોઃ મારા સોગન છે હેમ, આ પોશાક હવે કાઢી નાખીશ નહિ! શી ખબર, કયો પાષાણ હૃદયનો માણસ વિધવાનો પોશાક નક્કી કરી ગયો હશે! આજે હું શાપ દઉં છું કે એને યે મારા જેવો આઘાત હૃદયમાં સહેવો પડજો. ના, હેમ! મને ના પાડીશ નહિ, મા! કાલે હું હવે કહેવા આવવાની નથી. આજે તને કહું છું, તે તારા બાપની પાસે જઈ તને જોઈ કંઈક સુખી થઈ શકું એ આશાએ."

ફરી તેમનો અવાજ બંધ થઈ ગયો. હેમ પાલવ વડે ધીરે ધીરે આંખો લૂછવા લાગી. બહારથી જોડાનો અવાજ આવતો સાંભળી હેમે માથા પરનો છેડો ખેંચી લીધો; એટલામાં જ ગુણિ ગોરા ડાક્ટરને લઈને ઓરડા આગળ આવી ઊભો. સુલોચના એ જોતાં અધીર ભાવે બોલી ઊઠીઃ "દાક્તરનું શું કામ છે, ગુણિ? ત્યાંથી જ વિઝિટ ફી આપી એને વિદાય કરી દઈ તું મારી પાસે આવી જરા બેસ."

ગુણિ બોલ્યોઃ "મા, એકવાર તમારો હાથ જરા—"

"ના ગુણિ, ના. વધુ બાળીશ નહિ—જવા દે એને."

ગોરો દાક્તર કંઈ સમજ્યો નહિ. તે અંદર આવી ખુરશી પાસે ખેંચી લાવી થર્મોમિટર બહાર કાઢવા લાગ્યો. સુલોચના ચિડાઈને બોલીઃ "એની બુદ્ધિ જુઓ! એ આ લઈને આજે મારો તાવ માપવા આવ્યો છે. જા ગુણિ, નંદાને મોકલ, ને કોઈ સારા વૈદને બોલાવ કે ક્યારે વિદાય થવાનું છે તે મને કહે. કહેજે એને કે સાથે કંઈ દવાદારૂ લાવે નહિ."

સુલોચના વીજળીનો પ્રકાશ ખમી શકતી નહોતી, તેથી આ ઓરડામાં હમેશાં મીણબત્તી સળગાવવામાં આવતી. સાંજ પડતાં દાસી દીવો સળગાવી ટેબલ પર મૂકી ગઈ. સુલોચના બોલીઃ "આજની

જ રાત મને લાગે છે કે છેલ્લી રાત છે. એટલે આજે જ જો સાચી વાત સ્પષ્ટ કરીને ન કહી શકું, આજે જો શરમ સંકોચ ત્યાગ કરીને એમની સાથે હૈયાનો મેળ સાધી ન શકું, તો ભગવાન મને હજી વધારે સજા કરે. પણ નિર્દોષને ભગવાન કંઈ દુઃખ ન દેજો! મારા પાપનું ફળ હું એકલી જ ભોગવું!"

પળવાર સ્તબ્ધ થઈ રહી તે એકાએક દીર્ઘશ્વાસ નાંખી ઉંડી ઊઠી; હેમ ગભરાઈને તેના મોં પર ઝૂકી પડી બોલીઃ "શું થયું મા?" સુલોચના ધીરે ધીરે બોલી; "કંઈ નથી મા! તું શું એકલી દુઃખી છે, હેમ? મારા ગુણિનું જે મુખ મેં આંખે જોયું છે—પથ્થરને ય જોઈને દયા આવે, પણ મને દયા ન આવી. એણે આપણે માટે શું કરવામાં બાકી રાખ્યું છે,—એ બધી વાત હવે શું કરું? કોઈ દહાડો તું એનો બોલ ઉથાપીશ નહિ મા, કોઈ દહાડો ય એને દુઃખ દઈશ નહિ. આટલું કહી યે તું ભૂલીશ નહિ મા, કે આવા માણસના હૃદયની વ્યથા ખુદ ભગવાનના હૃદયમાં જઈને વાગે છે. એનો જે ધર્મ તે જ તારો પણ ધર્મ; આ મારો હુકમ નથી, હેમ, પણ એનો હુકમ છે,—જેના હુકમથી તમે બેઉ એક જ દિવસના પરિચયથી સદાકાળને માટે એક થઈ ગયાં છો. હં મા! એમાં શરમ કેવી! જે અંતર્યામી છે, જે હૃદયના ભીતરમાં છુપાઈ બેસીને બોલી રહ્યો છે તેનો અસ્વીકાર કરશો નહિ—તેને અમાન્ય કરશો નહિ. તેનો હુકમ મારા અંતરમાં પણ સંભળાયો હતો. પણ મેં ગર્વમાં સાંભળ્યો નહિ, તેની અવગણના કરી મેં અપમાન કર્યું એટલે આજે એનું ફળ ભોગવું છું. પણ તમને હું આ છેલ્લી વિનતિ કરતી જાઉં છું, મા, કે મારા અન્યાયને, મારા પાપને સદાને માટે સ્વીકારી લઈ મારા દુષ્કર્મને તું અમર કરી રાખીશ નહિ!"

માનદાએ આવીને કહ્યું: "વૈદરાજ આવ્યા છે."

સુલોચના ધીરે ધીરે બોલીઃ "તેમને અંદર આવવાનું કહે. હેમ! તું જરા બહાર જા તો, મા."

( ૫ )

માના મરણ પછી હેમના આચાર વિચારમાં આશ્ચર્યકારક ફેરફાર દેખાવા લાગ્યો. પાસે હોવા છતાં પણ તે જાણે પ્રતિદિન પોતાને કોઈ સુદૂર અંતરાલમાં ધકેલતી જતી હોય એમ લાગતું હતું. ગુણેન્દ્ર પહેલેથી જ સહિષ્ણુ અને નિસ્તબ્ધ પ્રકૃતિનો હતો. આ ફેરફાર એણે એકદમ જોઈ લીધો. પરંતુ બોલ્યા કર્યા વગર એ સહન કરી રહ્યો. એકાએક ધર્મમાં હેમને શો રસ જણાયો, તે એ જ જાણે. નાટક, નૉવેલ અને કવિતાની ચોપડીઓ અભરાઈએ ચડાવી, રામાયણ, મહાભારત, ગીતા અને ઉપનિષદના બંગાળી અનુવાદોમાં તેણે પોતાને સંપૂર્ણ ભાવે નિમગ્ન કરી દીધી.

માના સોગન યાદ આવવાથી તેણે ધોળાં સાદાં કપડાં તો ન પહેર્યાં અને હીરાનાં એરિંગ, ચૂડી અને હાર પણ તેણે કાઢી તો ન નાખ્યાં. તોપણ વૈધવ્યની સમસ્ત કઠોરતાનું તે અત્યંત શ્રદ્ધાપૂર્વક પાલન કરવા લાગી. બધી જાતની અતિશયતાનો ત્યાગ કરી તે માત્ર એક વખત રાંધીને ખાતી. એમાં વખત જાય અને ગૃહિણીનાં જરૂરી કામો પૂરાં કરવામાં જેટલો સમય જાય, એ સિવાય બાકીનો બધો વખત તે ધર્મચર્ચામાં ગાળવા લાગી. કદીક કોઈ વખત તે ગુણિની પાસે આવી બેસતી, તો તરત જ કંઈક કામનું નામ દઈ ચાલી જતી. તેણે એની સોબતથી બીવા માંડ્યું છે, એ વાત આ એકાએક થતા પલાયન દ્વારા એટલી તો સ્પષ્ટ થઈ જતી કે લાંબા વખત સુધી ગુણિ શૂન્ય નજરે બારી માંથી બહાર જોતો સ્તબ્ધ થઈ બેસી રહેતો.

જેમ જેમ દિવસો જવા લાગ્યા, તેમ તેમ તેના આચારવિચારમાં નજીવાં શાં કાર્યો સુદૃઢ આકાર ધરી આગળ આવવા લાગ્યાં. જેમ જેલના અધિકારીઓ જેલમાં દિવાલ પાછળ દિવાલ ચણી તેના કેદીઓનું આંગણું નાનું કરી નાખતા હોય છે, તેવી જ રીતે તેટલી જ

સાવચેતીપૂર્વક હેમ તેના હૃદયમાં રહેલા કોઈ એક ભયંકર દુષ્કર્મીને હરવા ફરવાનો માર્ગ રાતદહાડો સાંકડો ને સાંકડો કરતી જવા લાગી.

એક દિવસ હેમ ઓચિંતી આવી બોલી: "ગુણિદા, મંત્ર લઉં ?" ગુણિ મોં સામે જોઈ રહી બોલ્યો: "કેવો મંત્ર ? ગુરુમંત્ર ?"

"હા."

ગુણી હસીને બોલ્યો: "ગભરાતી નહિ ભાઈ, તારે આત્મરક્ષાને માટે રોજરોજ નવાં કવચ નહિ પહેરવાં પડે."

હેમ કદાચ એ શબ્દો નહિ સમજી શકી હોય: થોડીવાર જોઈ રહી તે બોલી: "ગુરુમંત્રની જરૂર નથી ?"

ગુણિ બોલ્યો: "છે, પણ હજી તારી એ ઉંમર થઈ નથી. વળી કોણ તારો ગુરુ છે, એ ય હું જાણતો નથી."

હેમ બોલી: "એવા ગુરુનું મારે કામ નથી. હું તો તમારી પાસે દીક્ષા લઈશ."

ગુણિ નવાઈ પામી બોલ્યો: "મારી પાસે દીક્ષા લઈશ ? હું દીક્ષામાં શું જાણું, હેમ ? અને વળી તું હિંદુ, હું બ્રાહ્મ."

હેમ બોલી: "તે હું ન સમજું. માએ કહ્યું કે તમારો જે ધર્મ તે જ મારો ધર્મ. હેં, ગુણિદા, એ શબ્દનો અર્થ શો ?"

એ શબ્દોનો શો અર્થ તે ગુણિ જાણતો હતો. પણ એ કહ્યા વગર તે સહજ ભાવે બોલ્યો: "તેમનું કહેવું એવું હશે કે બધા ધર્મો એક છે."

હેમ બોલી: "પણ બધા ધર્મો તો એક નથી."

ગુણિ પળવાર નીરવ રહી બોલ્યો: "હેમ, આવી બધી ચર્ચા હું કદી પણ પરાયા સાથે કરતો નથી."

હેમ બોલી: "પણ હું તમારે પરાઈ નથી."

ગુણિ જવાબમાં બોલી ઊઠ્યો: "તું મારું સ્વજન છે;—પણ

તારી સાથે યે હું આ બધી ચર્ચા નહિ કરું." પછી હેમ હતાશભાવે નિશ્વાસ નાખી બોલી: "જો નહિ કહો, તો હું કેવી રીતે સાંભળવાની છું.?"

ગુણિ તેનું મુખ જોઈ દુઃખી થઈ બોલ્યો: "તારે શું સાંભળવું છે?"

હેમ બોલી: "ગુણિદા, જે દહાડે મેં હઠ કરીને તમારી થાળીમાં બેસી ખાધું હતું, એ દહાડે તમે ના પાડીને કહ્યું હતું કે તેં આ ઠીક ન કર્યું, જેનો જે ધર્મ, તે તેણે પાળવો ઉચિત છે; અને આજે કહો છો કે બધા જ ધર્મો એક છે—આમાં સાચું શું?"

ગુણિએ કહ્યું: "એ દહાડે હું સાધારણ ભાવથી બોલ્યો હતો. તો પણ બંને વાત સાચી છે. એ ધર્મ અને આ ધર્મ એક નથી. એક છે—દેશાચાર, લોકાચાર—કેવળ માત્ર આ લોકની વસ્તુ. પરંતુ બીજી છે—આલોક, પરલોક—ઉભય લોકની વસ્તુ. પરંતુ કાંઈ ધર્મ પાળવાથી લોકાચાર પણ પળાય છે એવું નથી, અને લોકાચાર પાળવાથી ધર્મ પળાય છે એવું પણ નથી, લોકાચારને નહિ અનુસરીએ તો દુઃખ આવે છે. બધા જ એ દુઃખ સહન કરી શકતા નથી, સહન કરવાની જરૂર પણ દરેક વખતે નથી હોતી—એટલે, તને મેં એ વખતે એવું કહ્યું હતું."

થોડી વાર મૌન રહી વળી તે બોલ્યો: "હેમ, એ બંને અલગ અલગ અને છતાં એક છે. એક છે એટલે જ દેશભેદની સાથે સાથે ધર્મના પણ જુદા જુદા ભેદ થઈ ગયા છે. ધર્મની જે મૂળ વાત છે તે પરલોકને લગતી છે, મરણ એ જ જીવનનો અંત નથી એ એને કહેવાનું છે. આ પાયા ઉપર તું હિંદુ—તું પણ ઊભી છે, અને હું બ્રાહ્મ—હું પણ ઊભો છું. ઈશ્વરને કદાચ બધા ધર્મો નહિ માનતા હોય, પરંતુ મરણ થવાથી જ છૂટકો થતો નથી એ વાત હબસીઓના દેશથી માંડી લેપ લોકોના દેશ સુધી તમામ દેશોના ધર્મો સ્વીકારે છે. મૃત્યુ પછીની દશાનો વિચાર, ભાઈ, તું યે કરે છે, અને હું પણ કરું

છું. કરવાની રીત જુદી હોય એ બને; પરંતુ વિચારવાની મૂળ વસ્તુ એક જ છે. આ જ વાતનો, મા કદાચ મરતી વખતે તને ઉપદેશ કરતાં ગયાં હશે."

હેમ ઘણી વાર સુધી ચુપ રહી બોલીઃ "કેવળ વિચાર કર્યે શું થાય? તેનો ઉપાય પણ કરવો જોઈએ તો."

ગુણી બોલ્યોઃ "જોઈએ જ તો, ભાઈ! એ ઉપાય ખોળી કાઢવા વાસ્તે જ તો આ બધી મારામારી ને ખેંચતાણ છે! તારો ઉપાય મને ગમતો નથી, અને મારો તને ગમતો નથી. આ અનુમાનની બાબત છે, પ્રમાણની બાબત નથી એટલે તર્કનો અંત આવતો નથી, અને ઝઘડો મટતો નથી. પણ તારો રાંધવાનો વખત થઈ ગયો હશે, હેમ!"

હેમ બોલ્યા કર્યા વગર ધીરે ધીરે ચાલી ગઈ. ગુણિ શૂન્ય નજરે આકાશ ભણી જોતો બેસી રહ્યો.

"ગુણિદા!"

ગુણિ ચમકીને મોં ફેરવી બોલ્યોઃ "શું છે, હેમ?"

હેમ બોલીઃ "હં, તો હું જે રસ્તે ચાલું છું તે સારો જ રસ્તો હશે ને?"

"એ હું શા રીતે કહું, ભાઈ? એ તો તને ખબર. જો આનંદ મળે, શાંતિ મળે, તો ચોક્કસ એ સાચો જ માર્ગ હશે."

"પણ મને કંઈ જ મળતું નથી."

એનો વેદનાભર્યો કંઠસ્વર સાંભળી ગુણિની આંખોમાંથી આંસુ ઊભરાવા લાગ્યાં. મહામુસીબતે તે ખાળી રાખી ધીરે રહીને બોલ્યોઃ "તો શું કરવા કરે છે?"

હેમ બોલીઃ "કંઈ સમજ નથી પડતી, ગુણિદા. કંઈક જાણે મને ખેંચી લઈ જાય છે—બળપૂર્વક મારી પાસે કરાવે છે, મારાથી

રહેવાતું નથી. ”

શું બોલવું તે ગુણિને એકદમ સૂઝ્યું નહિ. પછી તે બોલ્યોઃ “ નવું નવું છે એટલે પહેલાં સુખ નહિ લાગતું હોય, છેવટે જરૂર લાગશે. ”

હેમે ઉત્સુક થઈને પૂછ્યું: “ ખરેખર ? ”

“ હા જરૂર. ધર્મમાં જો સુખશાંતિ નહિ મળે તો બીજા શામાં મળશે ? મારા આશીર્વાદ છે, એક દિવસ તું જરૂર સુખી થઈશ. ”

એ દિવસ પછી ચાંદનીના અજવાળામાં ખુલ્લી અગાશીએ શેતરંજી પાથરી ગુણિ શાંત થઈને સૂતો હતો. હેમ આવીને પગ આગળ બેસી પડી.

“ તમારા પગે હાથ ફેરવું, ગુણિદા ? ”

“ ફેરવ. ” કહી ગુણિ આંખ મીંચી રહ્યો. ચંદ્રના પ્રકાશમાં શોભતા હેમના મુખ ભણી જોવાનું તે સાહસ કરી શક્યો નહિ. હેમ મૂંગી મૂંગી હાથ ફેરવતાં ફેરવતાં એકાએક બોલી: “ ગુણિદા, વિધવા પરણે એ સારું ? ”

ગુણિ આંખો ઉઘાડ્યા વગર જ બોલ્યોઃ “ તું શું કહે છે ? ”

હેમ બોલી: “ હું કહેવા નથી આવી, સાંભળવા આવી છું ! ”

ગુણિ બોલ્યોઃ “ ત્યારે, પગે હાથ ફેરવવો એ એની ભૂમિકા હશે ! ”

હેમ સહજ ભાવે બોલી: “ ના, એમ નથી. તમારા પગ આગળ બેસું છું એટલે મને હાથ ફેરવવાનું મન થાય જ છે. ”

ગુણિ બોલ્યો નહિ. પોતાની જીભનો તે વિશ્વાસ કરી શક્યો નહિ. હેમ બોલી: “ કેમ કંઈ બોલ્યા નહિ ? ”

ગુણિ તોપણ ચૂપ રહ્યો. હેમ પગને તળિયે એક ઝીણી ચીમટી ભરી બોલી: "બોલો ઝટ!"

ગુણિ બોલ્યો: "કહું છું; પણ એ પહેલાં હું પૂછું એનો જવાબ દે."

"શું?"

"તારા પતિને તું ચાહતી હતી?"

"જરાયે નહિ. એનો મને સ્વપ્નેય ખ્યાલ નહોતો આવ્યો. એ ઘેરથી એક પૈસાની ચીજ સાથે લાવી નથી, એમનું આપેલું એકે લૂગડું સુદ્ધાં લાવી નથી. જેટલું ખાધું છે એનું ચાર ગણું દઈને આવી છું—એવો એમની સાથેનો મારો સંબંધ છે!"

ગુણી બોલ્યો: "પણ જેઓ સતીસાધ્વી હોય છે, તેઓ પતિને ચાહે છે. વિધવા થયા પછી પતિના મુખનું સ્મરણ કરી ફરીને પરણતી નથી. તારી માની પેઠે મરતી વખતે પતિ પાસે જાઉં છું એવું તેઓ સમજે છે."

હેમ બોલી: "મને તો તમે સૌએ બળજબરીથી મારીબાંધીને પરણાવી દીધી હતી. હું પણ સતીસાધ્વી છું, એટલે મરતી વખતે તમારી પાસે જાઉં છું એવું જ ધ્યાન ધરીશ! ઠીક તો ગુણિદા, મૂઆ પછી શું તમારી પાસે આવી શકીશ?"

તેના શબ્દોમાં જડતા નહોતી, સંશય નહોતો, શરમ લેશ માત્ર નહોતી. જાણે કોઈ બીજાની વાત થઈ રહી છે! તે વખતની હેમની સાથે આજની હેમને જાણે સંબંધ સુદ્ધાં નથી! ગુણિ સ્તંભિત થઈ ગયો.

હેમ બોલી: "બોલોને, તમારી પાસે આવી શકીશ કે નહિ?"

ગુણી બોલ્યો: "ના."

"ના, કેમ?"

ગુણી બોલ્યો: "મારાં કર્મનું ફળ મને ક્યાં લઈ જશે એ હું જાણતો નથી, તારાં કર્મનું ફળ તને ક્યાં લઈ જશે એ તું જાણતી નથી. મારા કર્મદોષથી કદાચ હું પશુ થઈને જન્મું, અને તું કાં તો બ્રાહ્મણની દીકરી થઈને અવતરે, પછી મને ક્યાંથી મળવાની, કહે? કર્મફળની વાત જો સાચી હોય, તો પતિપત્નીનો ચિર સંબંધ કદી સત્ય હોઈ શકે નહિ. આપણો આ કાલ્પનિક સંબંધ તો બહુ તુચ્છ છે. કેટલો ભેદ, કેટલી જુદાઈ, કેટલું ઊંચનીચપણું આંખ આગળ દેખાય છે! એ બધું કદાચ કર્મનું જ ફળ હશે. કેવળ પ્રેમનું આકર્ષણ એકલું કંઈ નિરાકરણ કરી શકતું નથી. સંસારમાં કેટલાયે જુદા પતિઓની સ્ત્રી સતીસાધ્વી હોય છે, પતિ મરીને કાં તો આખલો થઈને જન્મશે—તમારા શાસ્ત્રમાં આમ કહ્યું છે,—તું શું એવું ઇચ્છે છે, હેમ, કે એ સતીસાધ્વી સ્ત્રી આખી જિંદગી સત્કર્મો કરીને છેવટ એ આખલાની સાથે કોઢમાં જઈને રહે? પણ એવું નથી થતું. નહિ તો સત્કર્મ દુષ્કર્મનો કંઈ અર્થ રહેતો નથી. સ્ત્રી પોતાનાં કર્મથી સ્વર્ગે જાય છે, પતિ કાં તો જન્મે જન્મે નરક ભોગવે છે—બહુયે ઇચ્છીએ, પણ આથી જુદું થવાનો સંભવ છે?"

હેમ બહુવાર સુધી નિસ્તબ્ધ થઈ રહી ધીરે ધીરે બોલી: "તો શું સાચેસાચ જ ફરી મળવાનો માર્ગ હોતો નથી?"

ગુણિ બોલ્યો: "ના! એની જરૂર નથી. તે કરતાં તો હેમ, જે મિલન સૌથી મોટું મિલન છે, જેની પાસે જઈ શકવાથી બીજા કોઈની પાસે જવાની ઇચ્છા થતી નથી એટલે તમામ પ્રકારનાં મિલનની ઇચ્છા જ આપોઆપ પરિપૂર્ણ, સાર્થક થઈ જાય છે, એ જ મિલનની તું ઇચ્છા કર—તારા માર્ગથી કોઈ તને ચળાવે નહિ. હું તનમનથી આશીર્વાદ આપું છું કે અમે દીધેલાં સમસ્ત દુઃખ એક દિવસ તને સાર્થક થાઓ!"

ચંદ્રના ઉજાશમાં હેમ જોઈ શકી કે ગુણિની આંખોમાંથી ઝરઝર આંસુ વહી રહ્યાં છે. તે પગ ઉપર માથું અડકાડી પ્રણામ કરી

ધીરે ધીરે ચાલી ગઈ. તે ચાલી ગઈ, આવી રીતે ઘણી યે વખત આમ નિઃશબ્દ એ ચાલી ગઈ છે, પણ આજે કેવી યે રીતે ગુણિનાં તમામ સંયમ, તમામ ધૈર્યનો બંધ મૂળથી ઉખેડી નાખી તે ચાલી ગઈ. આજે તેને ધિક્કારપૂર્વક મનમાં વારેવારે એવું થવા લાગ્યું, જાણે ચિરદિનનો સુયોગ એકાએક આંખ આગળ આવી વહી ગયો, હાથ લંબાવી તે પકડી શકાયો નહિ! હેમ તેને કેટલી ચાહે છે એ વાતથી તે સહેજે અજાણ્યો નથી. આજે તેના મુખથી સ્પષ્ટ સાંભળ્યા પછી પણ તે કેમે કર્યો પોતાની વાત કહી શક્યો નહિ. સુલોચનાના મૃત્યુ પછીથી બોલું બોલું થાય છે પણ બોલી શકાયું નથી. એને એમ લાગતું હતું, જાણે કોઈ ભયંકર ઝેરી સર્પ ઊંઘતો પડ્યો છે, હાથ લંબાવી સ્પર્શ કરવા જતાં ફેણ ચડાવી ખડો થઈ જશે. એટલે આજસુધી જે ભયે એનો હાથ દાબી રાખ્યો હતો, તેજ ભયે આજે આવે વખતે પણ તેને હાથ લંબાવવા દીધો નહિ.

રોજ સવારે સ્નાન કરીને હેમ પ્રણામ કરવા આવતી. બીજે દિવસે તે આવતાં જ ગુણિએ બધી શરમ પ્રયત્નપૂર્વક દાબી રાખીને પૂછ્યું: "હેમ, કાલે તેં વિધવાવિવાહની વાત કેમ પૂછી હતી?"

હેમ બોલી: "એક છાપામાં વાંચી હતી તેથી."

ગુણિ બોલ્યો: "તને શું એ સારું લાગે છે?"

હેમ ટૂંકમાં બોલી: "છિઃ! એ તે કંઈ વળી વિવાહ છે?"

ગુણિએ પૂછ્યું: "કેમ નહિ? એક હિંદુ સિવાય પૃથ્વી પર તમામ કોમોમાં વિધવાવિવાહ થાય છે."

"હશે." કહી હેમ બહાર ચાલી જતી હતી. ગુણિએ બૂમ મારી બોલાવી: "બીજી એક વાત પૂછવી છે, હેમ!"

હેમ પાછી ફરી ઊભી રહી બોલી: "શું?"

"તારી ઉંમર કેટલી?"

"સોળ"

"આ ઉંમરથી આખી જિંદગી સાધ્વી થઈને રહીશ?"

હેમ મંદ હસતી બોલીઃ "તો બીજું શું કરવાની? જેવું નસીબ! જેવી તમારી બુદ્ધિ!"

ગુણી પળવાર મોં સામે જોઈ રહી બોલ્યોઃ "હવે શું કંઇ રસ્તો નથી? કોઇ જ ઉપાય નથી?"

"કંઈ નથી, ગુણિદા, કંઈ નથી." બોલી હેમ બહાર ચાલી ગઈ.

દિવસે દિવસે પરિપૂર્ણ યૌવન, જેમ હેમના સમસ્ત દેહને કાંઠા-કાંઠ છલકાવા લાગ્યું, તેમ તેનાં ધર્મકાર્ય પણ તે બધાંને ઢાંકી દેવા લાગ્યાં. ગુણિ એ બધું જોઈ શક્યો હતો, પણ હિંમત કરી કંઈ બોલી શક્યો નહોતો. હેમમાં કંઇક એવું હતું, જેથી સૌ તેનાથી મનમાં બીતાં રહેતાં. તેની મા પણ તેનાથી ડરતી, અને ગુણિ પણ ડરતો.

કેટલાક દિવસ પછી એક દિવસ ગુણિ કોર્ટમાં જવા માટે તૈયાર થતો હતો, એટલામાં હેમ આવી કબાટ ઉઘાડી ચેકબુક બહાર કાઢી તેના હાથમાં આપી બોલીઃ "વળતાં બેંકમાંથી પાંચસો રૂપિયા લેતા આવજો."

"ઠીક" કહી ગુણિએ ચોપડી ગજવામાં મૂકી દીધી.

હેમ બોલીઃ "રહો, ઘરખરચના રૂપિયા થઈ રહેવા આવ્યા છે, બીજા બસો પણ સાથેસાથે લેતા આવજો!"

ગુણિએ કંઇક નવાઈ પામી પૂછયુંઃ "આ પાંચસો રૂપિયા ત્યારે શાના મગાવ્યા?"

હેમ બોલીઃ "એ રૂપિયા? એ તો હું કાલે કાશી જવાની છું ને!"

ગુણિ ખુરશી ઉપર બેસી પડી બોલ્યોઃ "કાલે કાશી જવાની

છે ? એ વિષે કોઈની સલાહ લેવાની યે તને જરૂર લાગતી નથી ?"

હેમ બોલી પડી બોલી : "તમારી રજા મળશે ત્યારે જઈશ."

ગુણિ બોલ્યો: "ઠીક કર્યું. કાલે જવાનાં છો, પછી ક્યારે રજા લેવાનાં છો ? કહો, સાથે કોણ આવશે ?"

હેમ બોલી: "આનદા, નંદા અને દરવાન આવશે. આજે રાતે તમને કહેવાનું ધાર્યું હતું. ગુણિદા, કાલ જાઉં ?"

"ભલે, જાઓ." ગુણિ કોર્ટમાં જવા નીકળ્યો.

સાંજ પછી હેમ નોટો, રૂપિયા તાળાબંધ મૂકી ગુણિની પાસે આવી બોલી: "કાલે જવાનું બંધ રહ્યું."

"કેમ ?"

"આજ બપોરે રસોયાને ઘેરથી તાર આવ્યો કે તેની મા માંદી છે. એટલે મેં ત્રણ મહિનાનો પગાર આપી તેને રજા આપી છે—તે જતો રહ્યો છે."

"હવે રાંધશે કોણ ?"

"બીજો માણસ નહિ મળે ત્યાંસુધી હું જ રાંધીશ. ગુણિદા, તમે હવે પરણો."

"કેમ ?"

"કેમ વળી શું ? પરણશો નહિ તો ઘર કોણ ચલાવશે ? તમારી સંભાળ કોણ રાખશે ?"

"તું."

હેમ હસીને બોલી: "હું શું કંઈ બારે મહિના ને બત્રીસે દહાડા આ ઘરનો બોજો માથે લઈને બેસી રહેવાની છું ? મારે કંઈ કામ નહિ કરવું પડવાનું હોય ?"

"મારી સંભાળ રાખવી એ શું કામ નથી ?"

હેમ હસતી હસતી બોલી: "તમારી સાથે વાદ કરવાની મારામાં

શક્તિ નથી. ના, એ નહિ બને. તમને તો જોઈએ એવી મોટી છોકરી મળશે. જોઈ કરીને વિવાહ કરી લો. હું એના હાથમાં ઘર-સંસાર સોંપી કરી પછી કાશી જાઉં."

ગુણિ બોલ્યો: "ઠીક, તો તું પણ લગ્ન કર, હું પણ કરું."

હમણાં જ હેમ હસતી હતી, એક પળમાં તેનું તમામ હાસ્ય જાણે ઊડી ગયું. તે ગંભીર થઈ બોલી: "છિઃ, આવી શી મશ્કરી કરો છો, ગુણિદા? કદી એવું બોલશો નહિ."

ગુણિ આગળ કંઈ બોલી શક્યો નહિ, તેના મોં સામે નિસ્તબ્ધ બની જોઇ રહ્યો. હેમ ચાલી ગઈ.

૬

બે મહિના કાશી રહી ગુણિની માંદગીના ખબર સાંભળી હેમ ઘેર આવી. તે ન આવી હોત તો માંદગી કદાચ બહુ વધી પડત. આવીને સેવાચાકરી કરી થોડા દિવસમાં તેણે તેને સાજો કરી દીધો.

બહાર મૂશળધાર વરસાદ પડતો હતો. ગુણિ પથારી પર બેઠો-બેઠો જાળીમાંથી એ જોઈ રહ્યો હતો, અને હેમનો વિચાર કરતો હતો. એક ફેરફાર તેની નજરે પડ્યો હતો! હેમ પહેલાં દરરોજ નિયમિત પ્રણામ કરવા આવતી, હવે આવતી દેખાતી નહોતી. હેમને બોલાવી લાવવા તેણે માનદાને મોકલી. માનદાએ આવી કહ્યું: "દિદિ ઠાકુરનુ જપ કરે છે."

બે કલાક પછી હેમ ઓરડામાં આવી બોલી: "મને બોલાવી હતી?"

ગુણી બોલ્યો: "હા, જરા બેસ."

હેમ બોલી: "પણ હજી મારા જપ પૂરા થયા નથી."

"બે કલાક થયા તોયે જપ પૂરા થયા નથી?"

"બે કલાકમાં શું થાય? ગુરુએ કહ્યું છે કે ઓછામાં ઓછા બે હજાર જપ કરવા જોઈએ."

"ગુરુએ કહ્યું છે? કયા ગુરુએ?"

હેમ બોલી: "મેં આ વખતે કાશીમાં મંત્ર લીધો છે. મારા ગુરુ કાશીવાસી સંન્યાસી છે. આહ! તેમને જોયા હોય તો ફરી સંસારમાં પાછા ફરવાનું મન ન થાય! ફરી ક્યારે એમનાં ચરણ-દર્શન થશે, એનો જ હું વિચાર કર્યા કરું છું. કાલ પરમ જ પાછી જાઉં એમ વિચાર થાય છે."

ગુણિ થોડીવાર મૌન રહી બોલ્યો: "કાલ પરમ તો કેવી રીતે તું જઈ શકીશ? હું તો હજી પૂરો સાજો થયો નથી, હેમ! મારી ખબર કોણ લેશે?"

હેમ જરા ભોંઠી પડી બોલી: "એમાં શું? એ તો બે દિવસમાં સારું થઈ જશે."

ગુણિ બોલ્યો: "છેવટ, બે દિવસ તો તારે રહેવું પડશે."

"ઠીક તો રહીશ." એમ કહી હેમ ચાલી જતી હતી. ગુણિએ બોલાવી કહ્યું: "જો, કાલ પરમ દહાડે જઈશ તો ખરી, પણ પાછી ક્યારે આવીશ?"

"આ વખતે કદાચ વહેલું આવવાનું નહિ બને. મને તમે મહિને સો રૂપિયા મોકલજો, એટલામાં ચાલી રહેશે; એથી ઓછે નહિ ચાલે."

ગુણિ બોલ્યો: "રૂપિયાની આ વાત નથી થતી, હેમ. તારા સો રૂપિયાની જગાએ બસો રૂપિયા થશે તોયે હું મોકલીશ. પણ સાચે-સાચ, તું હવે પાછી નહિ આવે?"

"શી રીતે પાછી આવું?"

"મારા મરણના સમાચાર સાંભળે તોપણ તું નહિ આવે?"

હેમ વ્યથા પામી બોલી: "આવું શું બોલો છો, ગુણિદા ?"

ગુણિ બોલ્યો: "કંઈ કહેવાય નહિ, ભાઈ. એટલે વખતસર કહી રાખવું સારું. મારા વિલમાં તને પૈસા મળે એવી વ્યવસ્થા કરતો જઈશ. અને આ ઘર તો છે જ. જો દેશમાં આવે તો આ ઘરમાં આ જ ઓરડામાં સૂવાનું રાખજે એટલી મારી વિનંતી છે."

હેમ કંઈક બોલવા જતી હતી, પણ તે દબાવી દઈ બોલી: "હું કહું છું, ગુણિદા, તમારે કંઈ જ બીવાની જરૂર નથી. અત્યારે શરીર દુર્બળ છે એટલે જ આવું બધું સૂઝે છે."

"કદાચ એમ હોય." એમ કહી ગુણિ બહાર પડતા વરસાદ તરફ જોઈ રહ્યો. હેમ ઉદાસ મુખે બહાર ચાલી ગઈ.

સાંજ પડતાં ઓરડામાં અંધારું જોઈ બારણા બહારથી હેમે ખિજાઈ પડી બૂમ પાડી: "નંદ! બાબુના ઓરડામાં હજી દીવો સળગાવ્યો નથી ?"

ગુણિ અંદર રહીને બોલ્યો: "મેં ના કહી હતી."

નંદ દોડી આવ્યો એટલે હેમ, તેને એક બત્તી સળગાવી લાવવાનું કહી અંધારા ઓરડામાં આશરે આશરે ગુણિના પગ આગળ ખાટલા પર જઈ બેઠી. નંદ ઓરડામાં દીવો મૂકી ગયો, પછી હેમ ગુણિના પગ ઉપર હાથ મૂકવા જતાં ગુણિએ પગ ખેંચી લીધો. હેમ દુ:ખ પામી બોલી: "તમે શું હવે મને પગે હાથ મૂકવા નહિ દો ?"

ગુણિ બોલ્યો: "એવી શું જરૂર છે, ભાઈ? તારા ગુરુનો વખતે નિષેધ પણ હોય."

હેમ સમજી કે અહીં આવ્યા પછી પોતે કદી પગે લાગી નથી, એ ગુણિના લક્ષબહાર નથી. પરંતુ તે કંઈ ઉત્તર દઈ શકી નહિ, મૂંગી રહી. પળવાર રહી બોલી: "ગુણિદા, મારા પર ગુસ્સે થયા છો ?"

"હું કદી કોઈ દહાડો તારા પર ગુસ્સે થયો છું, હેમ?"

હેમ તરત જ છેડાઈ પડી બોલી: “ કોઈ દહાડો નહિ—પણ આજે એવું બધું શું કામ બોલતા હતા ? ”

“ કેવું બધું, ભાઈ ? ”

“ વિલ કરવાનું—અને એવું—હું કહું છું, ગુણિદા, તમે સાજા થઈ જશો. તમે શા સારુ ગભરાઓ છો ? ”

ગુણિ સહેજ હસીને બોલ્યો: “ સાજો નથી એટલે હું ગભરાઉં છું, એમ તને લાગે છે ? ”

હેમ રડુંરડું થઈ જઈ બોલી: “ તમારે પગે પડું, તમે એવું એવું ન બોલો. તમે સાજા નહિ થાઓ તો હું શી રીતે જીવતી રહીશ ? ”

“ તો તું જતી રહીશ પછી હું શી રીતે જીવતો રહીશ ? પકડી રાખું, જવા ન દઉં તો ? ”

હેમ પળવાર નીરવ રહી બોલી: “ મને પકડી રાખવામાં તમને શો લાભ ? ”

“ લાભ ? ” ગુણિ આગળ બોલી શક્યો નહિ, નિસ્તબ્ધ થઈ રહ્યો. બહારથી મોટાંમોટાં વરસાદનાં ફોરાં ખટખટ અવાજ કરતાં જાળી પર પડવા લાગ્યાં. રહી રહીને પવનનો સપાટો ઉઘાડાં બારણામાંથી પ્રવેશી બત્તીની જ્યોતને હોલવવાનો પ્રયત્ન કરવા લાગ્યો. નીચેથી નોકરોનો અસ્પષ્ટ કોલાહલ સંભળાવા લાગ્યો. તો પણ બંને જણ શાંત બેસી રહ્યાં. ગુણિ બાળપણથી જ બહુ રિસાળ અને બહુ સંયમી હતો. ધૈર્યનો બંધ તેણે પાયામાંથી જ અતિ મજબૂત બાંધ્યો હતો, તોપણ સુલોચનાના છેલ્લા આશીર્વાદે, તે દિવસથી એ બંધના પાયામાં જ ઉંદરની પેઠે રાતદહાડો બખોલ પાડી, અંદર નદીનું પાણી પેસાડી, ખૂબ ઊંડે સુધી ભૂવા કરી નાખ્યા હતા; ક્યારે કેવીયે રીતે તે નીચે ધસી પડશે તે કહી શકાતું નહોતું. ઉન્મત્ત બાહ્ય પ્રકૃતિ તરફ જોઈ તેણે એક વાર શરૂઆતથી અંત સુધીની તમામ વાત

તપાસી જોવા પ્રયત્ન કર્યો, પણ તેના રોગી શરીર અને દુર્બળ મગજે કંઈ પણ વાત સ્પષ્ટ કરીને સમજાવા દીધી નહિ.

એકાએક હેમ બોલી: " ગુણિદા, કેમ બોલતા નથી ? શું વિચાર કરો છો ?"

" કંઈ નહિ, કંઈ નહિ, મારી વાત તને કહેવાની નથી,—તને નહિ સમજાય. પણ જો કદીયે તારો વિચાર બદલાય, અને તે વખતે જો હું જીવતો હોઉં તો આવજે."

હેમ સહેજ પાસે ખસીને બેઠી અને બોલી: " હું બધું સમજી છું. હા નસીબ! જે રક્ષક, તેજ ભક્ષક! છેવટે તમે જ મને દુર્ગતિને રસ્તે ખેંચી જવા ચાહો છો ?"

ગુણિ અત્યારસુધી એક મોટે તકિયે અઢેલીને પડયો હતો, એની આંખો ચમકી ઊઠી; બેઠો થઈ જઈ બોલ્યો: " છિ: હેમ, સમજીને બોલ. આ શું બોલે છે ?"

હેમ વીજળી વેગે ઊઠીને ઊભી થઈ જઈ બોલી: " સમજીને જ બોલી છું. તમે જે ગોળ ગોળ કહો છો, તે તમારા મોં સામે જ હું ખુલ્લેખુલ્લું કહું છું. તમે મારો સર્વનાશ કરવા ચાહો છો! વિધવાનું વળી લગ્ન થતું હશે, ગુણિદા ? હું એવી નાદાન નથી કે ધર્મનો ડોળ કરી અધર્મને રસ્તે પગલું ભરું ? મારે તમારા રૂપિયા નથી જોઈતા, આશ્રય નથી જોઈતો, કશુંયે નથી જોઈતું. મારા સસરાને ઘેર જઈ વાસીદાં વાળી, પેટ ભરું તે બહેતર છે, પણ આ વૈભવ મારે કામનો નથી. એવી કુમતિ મને ના સૂઝજો ! એ દહાડે બુદ્ધિ તમારી ક્યાં ગઈ હતી ? એ વખતે આમ કેમ બોલી શક્યા નહિ ?"

ગુણિ સ્થિર થઈ બેસી બોલ્યો: " હેમ, ભૂલ થઈ ગઈ; મને માફ કર. હું દુ:ખી છું—એટલો જરા વિચાર કર."

" કર્યો છે. માફ તમને આજે નહિ તો બે દહાડા પછી કરીશ જ, પણ તમારી સાથે હવે સંબંધ નહિ રાખું. કાલે હું જ્યાંથી

ગર્વ કરી ચાલી આવી છું ત્યાં જ પાછી ચાલી જઈશ, જેમ રહેવાશે તેમ, પણ ત્યાં જ પડી રહીશ. એમ માનીશ કે એ જ મારું કાશી છે, એ જ મારું વૈકુંઠ છે. તમે પણ મને માફ કરો, ગુણિદા!—હું જાઉં છું."

હેમ ચાલી ગઈ, ગુણિ ઊભો થઈ રહ્યો—જાણે વીજળી પડવાથી આખો અંદરથી બળી ગયેલો તાડ ઊભો ન હોય!

તેની સૂઈ જવાની શક્તિ સુદ્ધાં જાણે હરાઈ ગઈ!

( ૭ )

ફરી દુર્ગાપૂજા આવી છે. વહેલા પરોડમાં બારી ઉઘાડી નાખી હેમ પૂર્વદિશાએ ફૂટતી અરુણની સુરખી તરફ જોતી મૂંગી ઊભી રહી. મહોલ્લામાં ક્યાંક વાગતી શરણાઈનો અવાજ શરદ ઋતુની સમસ્ત કરુણા સાથે ભળી જઈ તેના સર્વ દેહમાં ધીરેધીરે સંચારિત થયો હતો. અજાણતાં તેની આંખોમાંથી ટીપાં પડવા લાગ્યાં! કેટકેટલા દિવસો વહી ગયા છે, છતાં તેને ગુણિના કંઈ જ ખબર મળ્યા નથી! તેણે મનમાં મનમાં વિચાર કર્યો, શી ખબર ગુણિદા મારા ક્યાં હશે, કેમ હશે! એ અહીં આવવા નીકળી ત્યારે ગુણિએ રડતાં રડતાં કહ્યું હતું: "હેમ, ફક્ત બે દહાડા રહે—રીસ કરીને ન જા. પણ એ અભિમાનીની આંખનાં આંસુની એ દિવસે હેમે કશી કિંમત ગણી નહોતી.

એ દિવસે પીડાતા માંદલા શરીરે ગુણિ રસ્તાની ધાર સુધી આવીને બોલ્યો હતો: "હેમ, તારું મન અત્યારે સ્વાભાવિક સ્થિતિમાં નથી—ગમે તે કારણે કહો, પણ તે વિકૃત થઈ ગયું છે—એટલે આગ્રહ કરું છું, પાછી ફર ને એક દિવસ પણ થોભી જા." પણ હેમે કંઈ ગણકાર્યું નહોતું, એ ગાડીમાં બેસી ગઈ હતી. ગુણિ ગાડીની બારી નજીક આવી છેલ્લી વિનતિ કરી બોલ્યો હતો: "હેમ! આ

કૃત્ય કદાચ તને સદાકાળ શૂળની પેઠે સાલ્યા કરશે—મારી ખાતર નથી કહેતો ભાઈ, તારી જ ખાતર કહું છું, આજે એક દિવસ માટે તું ગાડીમાંથી હેઠે ઊતર." તેના જવાબમાં હેમે કોચમેનને ગાડી હાંકી મૂકવાનું કહ્યું હતું.

હેમ પાછી ફરી પથારીમાં સૂઇ પડી અને બહુ વાર સુધી રડીરડી માથાના તમામ વાળ ભીંજવી છેવટે ઊંઘી ગઈ. આટલું દુઃખ થવાનું એક કારણ બન્યું હતું. તીર્થે જવાનો વિચાર કરી તેણે ગઈ કાલે દાસી મારફત ઘરના મુનીમ પાસેથી પચાસ રૂપિયા મંગાવ્યા હતા. મુનીમે દાસીને પાછી મોકલી કહેવડાવ્યું હતું કે નાના બાબુના હુકમ વગર કંઇ આપી શકાશે નહિ. હેમ દિયરની સાથે મોઢામોઢ વાત કરતી નહિ; તેથી તેણે પડદા પાછળથી પૂછ્યું: "હું મંગાવું તો શું મને મુનીમ પચાસ રૂપિયા ન આપે?"

દિયરે જવાબમાં કહ્યું હતું: "ના, તમને કેવળ ખોરાકી પોષાકનો જ હક્ક છે—રૂપિયા ન મળી શકે."

હેમે કહ્યું: "શું મળી શકે, શું ન મળી શકે તે હું જાણું છું, દિયર! તમારી સાથે રૂપિયા માટે ટંટો કરવા, મામલો—મુકદ્દમો કરવા મને ઇચ્છા થતી નથી, પણ મને એવી લાચાર તમે ધારશો નહિ. આપવાની ઇચ્છા થતી હોય તો આપો, નહિ તો કહું છું તમને, રૂપિયાનું જો તમને જોર હોય, તો દુશ્મનાવટ કરી હું તમારા ઘરની એક એક ઈંટ લઈને પેલા ગંગાના પાણીમાં પધરાવી દઇ આવીશ."

આ પછી થોડી જ વારમાં રૂપિયા આવી પહોંચ્યા, પણ હેમે તે રાખ્યા નહિ. રીસમાં આંગણા વચ્ચોવચ ફેંકી દઇ ઓરડામાં અંદરથી સાંકળ મારી તે સૂઈ ગઈ. આખો દિવસ ખાધું નહિ; મનમાં મનમાં કોઈકને યાદ કરી રડવા લાગી. સવારે સાત વાગી ગયા ત્યારે હેમ ઊંઘમાંથી ઊઠી સ્નાન કરી આવી આન્હિક કરવા

બેસતી હતી, એટલામાં દાસીએ આવી ખબર આપ્યા: "વહુમા, તમારા ભાઈને ઘેરથી ચારપાંચ જણ પૂજાની ભેટ લઈને આવ્યા છે." વાક્ય પૂરું થાય તે પહેલાં જ માનદાએ આવી પ્રમાણ કર્યાં. હેમ એક વાર તેના મોં સામે જોતાં જ બધું ભૂલી ગઈ અને દોડતી જઈ તેને ગળે બાઝી પડી, નાના બાળકની માફક રડી પડી. કાલનાં તેની આંખોનાં પાણી સુકાયાં નહોતાં, આજે અકસ્માત માનદા મળી જતાં તેનાં લગભગ એક વર્ષથી રોકાઈ રહેલાં અશ્રુ રેલની પેઠે રેલાઈ ચાલ્યાં. માનદાને પોતાના ઓરડામાં ખેંચી લઈ જઈ બોલી: "ગુણિદાએ કંઈ કાગળ લખી આપ્યો છે? મને આપ."

માનદા બોલી: "તેમણે કાગળ તો કંઈ આપ્યો નથી."

હેમ જાણે માની શકી નહિ; તે બોલી: "નથી આપ્યો?"

માનદા બોલી: "ના, દિદિમણિ. એમનાથી કંઈ બેઠા થવાય છે કે કાગળ લખે?"

હેમ ફિક્કી પડી જઈ બોલી: "બેઠાં થવાતું નથી? શું થયું છે તેમને?"

"તમે શું કશું યે જાણતાં નથી?"

"ના, કહે."

માનદા બોલી: "હવે શું કહું?" બોલતાં જ રડી પડી.

હેમ લુખ્ખે અવાજે બોલી: "રડજે પછી—હમણાં તો બોલ."

રડતી રડતી બોલી: "બોલવાનું કંઈ નથી, દિદિ! તમે ચાલી ગયાં એના બીજા જ દિવસથી પાછા એ તાવમાં પટકાયા. સારા થાય, પાછા માંદા પડે, વળી સારા થાય, ને વળી માંદા પડે—પાછી જઈને મોં જોવા પામીશ, એટલો પણ મને ભરોંસો નથી."

હેમે કહ્યું: "પછી શું, કહે."

માનદા બોલી: "પછી વર્ધમાન કે ક્યાંકથી, ખબર સાંભળી

કોક માશી આવ્યાં, પછી માસા આવ્યા, અને પછી માસીનો દીકરો, દીકરી, વહુ ને જમાઈ—હવે કોઈ આવનારું બાકી રહ્યું નથી. ઘરમાં ઊભા રહેવાની યે જગા નથી."

"હું એ બધાંને રસ્તો દેખાડીશ—પછી ?"

"ખાય છે, પીએ છે ને લહેર કરે છે. બાબુ ઉપર પડયા છે; નહિ ડાક્ટર, નહિ વૈદ્ય, નહિ દવા, નહિ દારૂ. કહે છે હવાફેર થાય તો કંઈ ફેર પડે, પણ લઈને જાય કોણ ?"

હેમ બોલી: "તમે શું કરો છો ? નંદ કેમ નથી લઈ જતો ?"

માનદા કપાળ કૂટી બોલી: "બાબુનો વંશ જૂનો એ નોકર હતો, એને માસાબાબુના દીકરા અભયે મારીને કાઢી મૂક્યો—છોકરો દારૂ સુદ્ધાં પીએ છે—કોઈ કોઈ દહાડો તો ઘેર આવી એવાં તોફાન કરે છે કે બીકથી કોઈ બહાર નીકળી શકતું નથી. એનાથી આપણા બાબુ સુદ્ધાં બીએ છે."

હેમ પળવાર ચૂપ રહી બોલી: "માનુ, એટલું સાચેસાચ કહે જોઉં, મારા ગુણિદા ત્યારે નહિ બચે શું ?"

માનદા બોલી: "કેમ નહિ બચે, દિદિ? સારવાર થાય ને બાળ લેવાય તો જરૂર સાજા થાય—પણ આમ નાખી મૂકવાથી તો હવે કેટલા દિવસ ?"

હેમ બે પળ આંખ મીંચી બેસી રહી, પછી ઊઠીને ઊભા થઈ બોલી: "માનદા, તારી પાસે પાછા ફરવાના પૈસા છે ?"

"છેસ્તો દિદિ. નથી જાણતાં શું, બાબુ એક રૂપિયાની જરૂર હોય ત્યાં સાથે દસ રૂપિયાં આપીને મોકલે છે ?—મારું ભાડું મારી પાસે જ છે." આમ કહી તેણે છેડે બાંધેલી નોટ બતાવી.

હેમે પૂછ્યું: "ક્યારે જઈશ ? કાલ ?"

માનદા બોલી : "હાં દિદિ, કાલે જ જવું પડશે—જે કહો તે—

ત્યાં હું છું, નહિ તો બધાં જ નવાં—કોઈને કશી પડી નથી. જેવી માસી, તેવા માસા, તેવાં છોકરાં, તેવાં દાસીવહુ—વિધાતાએ જાણે સૌને એક જ બીબામાં ઢાળ્યાં ન હોય ! મારું શરીર જરા કસાયેલું છે, એટલે હજી લગી ટકી રહી છું—અભય મૂઓ મનેય એક દહાડો કાઢી મૂકવા તૈયાર થયો હતો—બાબુને કહે: " એ મરે તો નિરાંત થાય."

હેમની આંખોમાં જાણે ભડકા બળવા લાગ્યા, તે બોલી: " હું પહેલી જાઉં. આજે સ્ટીમર ક્યારે પાછી ફરવાની છે, એ ખબર છે ? "

માનદા બોલી: " થોડાક કલાક પછી ઊપડવાની છે, એટલું ઘાટ પરથી જાણી આવી છું. "

" તો એમાં જ જાઉં. તું ગાડી બોલાવી લાવ, જા. "

" તમે જશો, દિદિ ? આજે દિવસ સારો નથી. "

" દિવસ સરસ છે. મોડું ના કર—ગાડી લઈ આવ. "

એ જ દિવસે બપોરે પુત્ર અભયને ખાવાનું પીરસી, મા પાસે બેસી બે પૂરીઓ વધારે ખાવા આગ્રહ કરી રહી હતી, તેની બાજુમાં જ ત્રીજે માળ જવાની નીસરણી હતી. અપરિચિત હેમને જોઈ નવાઈ પામી માસીએ પૂછ્યું: " તું કોણ છો, બહેન ! "

" હું પરદેશી છું. " કહી હેમ ઉપર ચડી ગઈ. અભય તેના અદ્ભુત સૌન્દર્ય તરફ વરુની જેમ જોઈ રહ્યો.

હેમે ગુણિના ઓરડામાં જઈને જોયું તો તે ભીંત તરફ મોં કરી સૂઈ રહ્યો હતો. જાગે છે કે ઊંઘી ગયો છે એ સમજાયું નહિ. ઓશીકા પાસે ચાવીનો ઝૂમખો પડેલો હતો. હેમે સૌ પહેલાં તે પોતાની કમરે લટકાવી દીધો. એક ટેબલ ઉપર દવાની એકબે ખાલી શીશીઓ પડેલી હતી, તે લઈ જોયું તો લેબલ પર પંદર દિવસ પહેલાંની તારીખ લખેલી હતી. બધી હકીકત તેને સમજાઈ ગઈ. પછી

તીજોરી ઉઘાડી ચેકબુક બહાર કાઢી વપરાયેલાં પાનાં તપાસી જોઈ ગુણીની સહી મેળવી જોતી હતી, એવામાં માસી આવી પહોંચ્યાં: " તું કોણ છે ? કેમ તીજોરી ઉઘાડી ?"

હેમ બોલી: " બૂમ શું કરવા પાડો છો ? એમની ઊંઘ બગડશે !"

માસી વધારે જોરથી ઘાંટો પાડી બોલ્યાં: " બૂમ શું કરવા પાડું છું, એમ ?"

ગુણિ જાગતો હતો, તેણે પાસું બદલ્યું. હેમ બોલી: " હું નહિ ઉઘાડું તો કોણ ઉઘાડશે ? તમે ?"

ગુણિ જોઈ રહ્યો હતો એ બેમાંથી કોઇની નજરે પડયું નહિ; માસી અતિશય ઉશ્કેરાઈ ગયાં. ગુણિ ધીમેધીમે બોલ્યો: " હેમ, ક્યારે આવી, ભાઈ ?"

" આ હમણાં જ આવું છું. આમને જરા સમજ પાડોને તમારી ચીજ હું જોઉં એમાં બહારનાં માણસોને ઓરડામાં દોડી આવી બૂમાબૂમ કરવાની જરૂર નથી. આ બધું જ મારું છે, એ વાત સારી પેઠે સમજાવી એમને રવાના કરો."

ગુણિ બધું સમજ્યો, પછી હસીને બોલ્યો: " એ સંબંધે આટલે દિવસે તીજોરી ઉઘાડવા આવી છો ?"

હેમ ચેકનાં પાનાં ગણતી બોલી: " હા."

માસી બોલ્યાં: " આ કોણ છે, ગુણિ ?"

" મારી બહેન."

જવાબ સાંભળી હેમ ધ્રુજી ઊઠી. પછી આંખ ઊંચી કરી પળ વાર માત્ર તેના મોં સામે જોઈ માથું નીચે ઢાળી દીધું.

માસી બોલ્યાં: " ક્યાં, આટલા દહાડા તો એ વાત કદી સાંભળી નથી! શા સંબંધે બહેન થાય છે ?"

ગુણિ એનો જવાબ ઉડાવી દઈ ટૂંકમાં બોલ્યોઃ "રીસાઇને જતી રહી હતી—બધું એનું જ છે, માસી!"

માસી માની જ શકયાં નહિ, સમજી પણ શકયાં નહિ; ધીરે ધીરે ચાલ્યાં ગયાં. તેમના ગયા પછી ગુણિ હેમ તરફ પૂરું જોયા વગર જ બોલ્યોઃ "મરવાકાળે એકાએક આવો વિચાર કયાંથી?" પરંતુ બોલી નાખ્યા પછી તેનું મોં જોઈ ગભરાઈ ઊઠયો. હેમનું મોં ફિક્કું થઈ ગયું હતું—જાણે કોઈ ક્રોધી તપસ્વીના શાપથી તે એકદમ પાષાણ બની ગઈ ન હોય!

ગુણિએ ગભરાઈને હાક મારીઃ "હેમ!"

હેમ કંઈ બોલી નહિ. હાલી સુદ્ધાં નહિ—અનિમેષ નયને જમીન તરફ જોતી બેસી રહી. ગુણીએ અત્યંત વ્યાકુળ થઈ જઈ બૂમ પાડીઃ "હેમ, કહું તે સાંભળ."

હેમ તેના જવાબમાં એક દીર્ઘ નિશ્વાસ નાખી સ્થિર થઈ ગઈ. ગુણિ બિછાનામાં બેઠોબેઠો ઊઠી બેઠો થયો, પછી ખાટ પરથી ઊતરી ધીરે ધીરે મહામહેનતે હેમની સામે આવી એ ઊભો રહેતાં જ હેમ એકદમ તેના પગોમાં પડી, મોં છુપાવી રડી પડીઃ "વિના વાંકે બધાં મને સજા કરે છે—પણ તમે યે કરશો એવું તો મેં સ્વપ્નેય નહોતું ધાર્યું!"

ગુણિ ચુપ થઈ રહ્યો. આકાશને ભરી દેતાં શ્રાવણનાં વાદળાંની પેઠે વેરાયેલા કાળા વાળમાં તેના બંને પગ ઢંકાઈ ગયા હતા, તે તરફ જોતાં તે પળવાર સ્થિર થઈ ગયો. પછી ધીમેધીમે બેસી પડી હેમના માથા પર જમણો હાથ રાખી શાન્ત સ્વરે બોલ્યોઃ "તને સજા કરવાની વાત તો દૂર રહી, હેમ! તું મને ચાહતી હતી એટલે જ મને પણ તેં સજા કરી નથી. આ સજા નથી, બહેન, ચાર વરસના મહા દુઃખ પછી મરતાં પહેલાં હું જે શાંતિ પામ્યો છું,

એ દુર્લભ વસ્તુ છેલ્લે દિવસે હું તને આપતો જઈશ—ચાલ આપણે કાશી જઈએ."

હેમ મોં છુપાવી રડતી રડતી બોલી: "ચાલો, પણ આ તમારો છેલ્લો આદેશ! એ મારાથી સહેવાશે ખરો?"

ગુણિ બોલ્યો: "જરૂર, જ્યારે તને સમજાશે કે જગતમાં પ્રેમને મહામહિમાન્વિત કરવાને માટે વિયોગ, માત્ર તારા જેવી અનુપમ ઐશ્વર્યશાલિનીનાં જ બારણે આવીને હમેશાં હાથ ધરી ઊભો રહે છે, અને તે ક્ષુદ્ર પ્રેમને બારણે તિરસ્કારને લીધે જ જતો નથી—ત્યારે તું બધું સહી શકીશ. જ્યારે તું જાણીશ કે અતૃપ્ત વાસના એ જ મહત્ પ્રેમના પ્રાણરૂપ છે, એની જ મારફત પ્રેમ અમરત્વ પામી યુગેયુગે અનેક રસ, અને અનેક અમૂલ્ય અશ્રુ સંચિત કરી રાખી જાય છે, જ્યારે તને આ રહસ્ય સમજાશે કે રાધાનો સો વર્ષનો વિરહ એ શાથી વૈષ્ણવનો પ્રાણ છે, શાથી એ પ્રેમ મિલનને અભાવે જ સુસંપૂર્ણ છે,–વેદનાને લીધે જ મધુર છે—ત્યારે તું બધું સહી શકીશ. હેમ! ઊઠીને બેઠી થા, ચાલ, આજે જ આપણે કાશી જઈએ. જે થોડાક દિવસ રહ્યો છું, તેટલા દિવસની શેષ સેવા તારી છે, ભગવાનના આશીર્વાદે એ અક્ષય બની તને જીવનભર સન્માર્ગે અને શાંતિમાં રાખશે."

૧૧૪ હિંદુસ્તાનના વેપાર ઉદ્યોગનો નાશ (નથી) ૦–૮–૦

૧૧૫ એવડું પાપ યાને હિંદુસ્તાનની પાયમાલી [ગોપાળદાસ પટેલ] ૦–૬–૦

૧૧૬ અંગાળા એહાલ ૦–૭–૦

૧૧૭ સ્વરાજ્યનાં ગીતો ૦-૧૦-૦

૧૧૮ નવયુવાન સુભાષ ૦–૮–૦

## જૈન સાહિત્ય

૧૧૯ આધ્યાત્મિક વિકાસ-ક્રમ (પં. સુખલાલજી) ૦–૬–૦

૧૨૦ ભગવાન મહાવીરના દશ ઉપાસકો ૦–૮–૦

૧૨૧ સામાયિકના પ્રયોગો [પં૦લાલન] ૦–૫–૦

૧૨૨ સોળ સતી [ધીરજલાલ ધ.શાહ]૧–૪–૦

૧૨૩ હેમચંદ્રાચાર્ય ૦–૮–૦

૧૨૪ પ્રાકૃત માર્ગોપદેશિકા પં. બેચરદાસ ૨–૦–૦

૧૨૫ ચા–ઘર–(ધૂમકેતુ, મેઘાણી, આચાર્ય વગેરેની ૧–૮–૦ ઐતિહાસિક વાર્તાઓ

૧૨૬ નીતિશાસ્ત્રપ્રવેશ (વામન મ. જોશી એમ. એ.) ૩–૮–૦

૧૨૭ સુશીલાનો દેવ ,, ૨–૪–૦

૧૨૮ ગોદાન ભાગ ૧ [પ્રેમચંદજી] ૨–૮–૦

,, ગોદાન ભાગ ૨જો,,૨–૮–૦

૧૨૯ શા માટે બંધન? ૧–૪–૦

૧૩૦ મુક્તિદ્વાર (ર.દલાલ)૧–૪–૦

૧૩૧ કાળિયાર અને બીજી પ્રાણીકથાઓ (મનુભાઈ જોધાણી) ૧–૮–૦

૧૩૨ કેતકીનાં પુષ્પો (નવલરામ ત્રિવેદી) ૧–૮–૦

૧૩૩ કલંકિત (અપ્ટન સિંક્લર) ૧–૪–૦

૧૩૪ શયતાન(ટોલ્સ્ટોય) ૧–૦–૦

૧૩૫ પુત્રજન્મ (આચાર્ય)૨–૮–૦

૧૩૬ માનવદેહ મંદિર (સચિત્ર) ૧–૪–૦

૧૩૭ માનવીનું આરોગ્ય ૧–૦–૦

૧૩૮ વિદ્યાર્થી વાચનમાળા સચિત્ર નવી આવૃત્તિ ભાગ ૧ થી ૧૦ દરેકના ૨–૦–૦

ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલયનાં સોલ એજન્સીનાં પ્રકાશનો

# ધૂમકેતુનાં પુસ્તકો

**નવલકથાઓ**

૧૩૯ રાજમુગટ ૨–૦–૦
૧૪૦ મલ્લિકા ૨–૮–૦
૧૪૧ આંજતા ૨–૮–૦
૧૪૨ પરાજય ૨–૮–૦
૧૪૩ ચૌલાદેવી ૨–૮–૦
૧૪૪ રાજસંન્યાસી ૩–૦–૦

**નવલિકા—સંગ્રહો**

૧૪૫ તણખા–૧ [પાંચમી આવૃત્તિ] ૧–૮–૦
૧૪૬ તણખા–૨ ૧–૮–૦
૧૪૭ તણખા–૩ ૧–૮–૦
૧૪૮ તણખા–૪ ૨–૮–૦
૧૪૯ પ્રદીપ ૧–૮–૦

**ગદ્યકૃતિઓ**

૧૫૦ રજકણ [નવી આવૃત્તિ છપાય છે] ૧–૮–૦
૧૫૧ જલબિંદુ ૧–૮–૦
૧૫૨ સર્જન અને ચિંતન ૧–૮–૦
૧૫૩ પડઘા [બાલનાટકો] ૦–૫–૦
૧૫૪ ભીલકુમાર એકલવ્ય ,, ૦–૫–૦
૧૫૫ પાનગોષ્ઠિ [વ્યંગકૃતિ] ૧–૮–૦

**જીવનચરિત્રો**

૧૫૬ પરશુરામ ૦–૩–૦
૧૫૭ નેપોલિયન ૦–૨–૦
૧૫૮ હેમચંદ્રાચાર્ય ૧–૮–૦

**પ્રવાસવર્ણન**

૧૫૯ પગદંડી ૧–૮–૦

**બે આનામાળા**

૧૬૦ રજપૂતાણી ને બીજી વાતો ૦–૨–૦
૧૬૧ લખમી ને બીજી વાતો ૦–૨–૦
૧૬૨ ગોવિંદનું ખેતર ને બીજી વાતો ૦–૨–૦

**પ્રૌઢ શિક્ષણ**

૧૬૩ નાની પોથી ૦–૧–૦
૧૬૪ પહેલી, બીજી ને ત્રીજી ૦–૪–૬
૧૬૫ શિકાર (ચાવડા) ૧–૮–૦
૧૬૬ શૌર્યનાં તેજ (જોધાણી) ૧–૮–૦
૧૬૭ માયાબાજી ને બીજી વાતો ૦–૬–૦
૧૬૮ જીવનનાં દર્દ ૧–૮–૦
૧૬૯ આ. કૃપલાનીના લેખો ૨–૦–૦

ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય : ગાંધી રસ્તો : અમદાવાદ

## ગુજરાતનું ગ્રંથસ્થ વાઙ્મય વગેરે

## સુંદર સાહિત્ય સંસ્કારી ગ્રંથો અને બાલસાહિત્ય

२०१ કીર્તિસ્તંભ [મગનલાલ બ્રહ્મભટ્ટ] १—०—०
२०२ દેશીરાજ્યોનેફેડરેશન ५—०—०
२०३ વિલ્હેમ ટેલ [નરસિંહભાઈ પટેલ] २—०—०
२०४ નૈવેદ્ય [ટાગોર] ०—८—०
२०५ આફ્રિકાના પત્રો ०—६—०
२०६ રૂઢિનાં કલંક [લાંબી નવલકથા] २—८—०
२०७ પ્રતિજ્ઞા [નાટક] ०—६—०
२०८ સૂડી વચ્ચે સોપારી ०—४—०
२०९ દૃષ્ટાંત શતક ०-१०-०
२१० ભારતીય સ્વરાજ્ય २—८—०
२११ તરતાં ફૂલ [ધનશંકર ત્રિપાઠી] १—०—०
२१२ ધર્મ અને ધર્મનાયક ०—६—०
२१३ આઝાદીનો જંગ १—८—०
२१४ ડોલતું નાવ १—८—०
२१५ કચ્છની લોકકથાઓ १—८—०
२१६ સોની હુન્નર પ્રકાશ २—८—०
२१७ સાહિત્ય (ટાગોર) १—८—०
२१८ રશિયાના પત્રો ,, १—०—०
२१९ આત્માનાં આંસુ ,, ०—३—०
२२० ગીતાંજલિ ,, ३—०—०
२२१ પ્રાચીન સાહિત્ય ,, ०—७—०
२२२ તારણહાર १—४—०
२२३ દીપમાળ: ટૂંકી વાર્તાઓ १—४—०
२२४ સંક્ષિપ્ત કરણઘેલો ०—८—०
२२५ ઝૂરતું હૃદય ०—५—०
२२६ ઢીંગલી [નાટક] ०-१२-०
२२७ સુંદર વાતો [ ગિજુભાઈ ] ०—६—०
२२८ ભેરૂ ,, ०—६—०
२२९ રૂપકથા ભા. १—२ ०—८—०
२३० બાલ વાંચનમાળાનાં છ પુસ્તકો ०-१२-०
२३१ રંભા ( જેઠાલાલ ત્રિવેદી: નવલકથા) १—४—०
२३२ રણબંકા [સચિત્ર] २—०—०
२३३ જયંતિ વ્યાખ્યાનો २—४—०
२३४ પાતાળ પ્રવેશ ०-१४-०
२३५ સાહસિકોની સૃષ્ટિ १-१२-०
२३६ ખજાનાની શોધમાં १—०—०
२३७ ભારતના મહાન વૈજ્ઞાનિકો (સચિત્ર) ३—०—०
२३८—२४१ બાળલેખન ભાગ १—२—३—४ ०-१२-०
२४२ બાલગણિત १—२ ०—४—०
२४३-४४ બાળગણિત ३—४ ०—७—०
२४५ સંભાવિત સુંદરલાલ १—४—०

## સાતમી શ્રેણી

૨—૦—૦

૧૨૧ શ્રી ઋષભદેવ
૧૨૨ ગોરક્ષનાથ
૧૨૩ વીર કુણાલ
૧૨૪ અકબરશાહ
૧૨૫ મહામંત્રી મુંજાલ
૧૨૬ કવિ દયારામ
૧૨૭ જયકૃષ્ણ ઇંદ્રજી
૧૨૮ શ્રી સયાજીરાવ ગાયકવાડ
૧૨૯ મહાવીરપ્રસાદદ્વિવેદી
૧૩૦ મહાકવિ નાનાલાલ
૧૩૧ પ્રો. રામમૂર્તિ
૧૩૨ અબદુલગફારખાન
૧૩૩ સોરઠી સંતો
૧૩૪ નેપાલ
૧૩૫ મહાબળેશ્વર
૧૩૬ અમરનાથ
૧૩૭ બદ્રિકેદારનાથ
૧૩૮ કલકત્તા
૧૩૯ પાટણ
૧૪૦ અનુપમ ઇલુરા

## આઠમી શ્રેણી

૨—૦—૦

૧૪૧ ગુરુ દત્તાત્રય
૧૪૨ ઉદયન–વત્સરાજ
૧૪૩ મહાત્મા આનંદઘન
૧૪૪ વસ્તુપાલ–તેજપાલ
૧૪૫ સામળભટ્ટ
૧૪૬ કવિ નર્મદ
૧૪૭ વીર સાવરકર
૧૪૮ જમશેદજી ટાટા
૧૪૯ કવિ કલાપી
૧૫૦ પ્રો. સી. વી. રામન
૧૫૧ શાહસોદાગર જમાલ
૧૫૨ શિલોંગ
૧૫૩ શ્રીમતી કસ્તુરબા
૧૫૪ દાર્જીલીંગ
૧૫૫ ઉટાકામંડ
૧૫૬ જગન્નાથપુરી
૧૫૭ કાશી
૧૫૮ જયપુર
૧૫૯ હૈદ્રાબાદ
૧૬૦ કાવેરીના જળધોધ

## નવમી શ્રેણી

૨—૦—૦

૧૬૧ શ્રી જ્ઞાનદેવ
૧૬૨ શ્રી સિદ્ધસેનદિવાકર
૧૬૩ ઉપા. યશોવિજયજી
૧૬૪ વીર બાલાજી
૧૬૫ નાના ફડનવીસ
૧૬૬ શ્રીદ્વિજેન્દ્રલાલ રોય
૧૬૭ રાજારામમોહનરાય
૧૬૮ શ્રી અમૃતલાલ ઠક્કર
૧૬૯ પં. વિષ્ણુદિગંબર
૧૭૦ શ્રીરામાનંદચેટરજી
૧૭૧ ભગવાનલાલ ઇન્દ્રજી
૧૭૨ શ્રી પ્રફુલચન્દ્ર રોય
૧૭૩ મૌ. અબુલ કલામ આઝાદ
૧૭૪ શ્રીરાજગોપાલાચારી
૧૭૫ પાવાગઢ
૧૭૬ રામેશ્વર
૧૭૭ તારંગા
૧૭૮ મુંબઈ
૧૭૯ આગ્રા
૧૮૦ અજંટાની ગુફાઓ

## દશમી શ્રેણી [ સચિત્ર ] ૨—૦—૦

૧૮૧ શ્રી એકનાથ
૧૮૨ હજરત મહમ્મદ પયગમ્બર
૧૮૩ અશો જરથુસ્ત
૧૮૪ અહલ્યાબાઈ
૧૮૫ ડૉ. અન્સારી
૧૮૬ શ્રી રમેશચંદ્રદત્ત
૧૮૭ વિજયાલક્ષ્મી પંડિત
૧૮૮ શ્રી કૃષ્ણમૂર્તિ
૧૮૯ સંતકવિ પઢિયાર
૧૯૦ ચિત્રકાર રવિવર્મા
૧૯૧ શ્રી શરદબાબુ
૧૯૨ સોરઠના બહારવટિયા
૧૯૩ મોતીભાઈ અમીન
૧૯૪ આબુ
૧૯૫ શત્રુંજય
૧૯૬ ગોમટેશ્વર
૧૯૭ અમદાવાદ
૧૯૮ લખનૌ
૧૯૯ વડોદરા
૨૦૦ ગીરનાં જંગલો